श्रीमद् बुद्धिसागरजीसूरि ग्रंथमाला ग्रंथांक ८५.

# सांवत्सरिक क्षमापना.




રચયિતા.

શાસ્ત્રવિશારદ યોગનિષ્ઠ જૈનાચાર્ય

## શ્રીમદ્ બુદ્ધિસાગરજી સૂરીશ્વરજી.





છપાવી પ્રસિદ્ધ કરનાર

**શ્રી અધ્યાત્મજ્ઞાન પ્રસારક મંડળ**

હા. વકીલ મોહનલાલ હીમચંદ. મુ. પાદરા





પ્રથમાવૃત્તિ    પ્રતિ ૧૦૦૦

વીર સં ૨૪૫૦    વિક્રમ સં ૧૯૮૧





મૂલ્ય ૦-૩-૦.

કચ્છી શ્રાવક જૈન બુકસેલર

## શેઠ. મેઘજીભાઇ હીરજીભાઇને

# अर्पणपत्रिका.

તમે કચ્છદેશના રહીશ જૈનશ્રાવક છો, કચ્છી જૈનોમાંથી હાનિકારક કુરૂઢિ રીવાજોને-બાળલગ્ન વૃદ્ધલગ્ન વગેરેને દૂર કરવા કટિબદ્ધ ઉત્સાહી બન્યા છો. તમારામાં ઉત્સાહ ધૈર્ય વગેરે ગુણો ખીલ્યા છે. આ ક્ષમાપના પુસ્તકનો જગતમાં બહોળો પ્રચાર થાય અને તેનો બહોળો પ્રચાર કરવાની તમારી અત્યંત લાગણી છે તેમજ સાંવત્સરિક ક્ષમાપના ઉપર તમારી અતિ પ્રીતિ હોવાથી તમને આ પુસ્તકની અર્પણપત્રિકા, ગુણાનુરાગે પ્રમોદભાવે કરવામાં આવે છે તો તે સ્વીકારીને આ પુસ્તક પ્રચારમાં તથા કચ્છી જૈનોની પ્રગતિમાં આગળ વધશો.

इत्येवं ॐ अर्हं महावीर शान्तिः ३

વિ. ૧૯૮૧ શ્રા. સુ ૨ લે. બુદ્ધિસાગર.

મુ વિજાપુર, ( ગુજરાત )

# નિવેદન.

શ્રી અધ્યાત્મજ્ઞાનપ્રસારક મંડળ તરફથી પ્રસિદ્ધ થતી શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરિજી ગ્રંથમાળાના ૮૫ મા મણકા તરીકે શ્રી સાંવત્સરિક ક્ષમાપના ગ્રંથ પ્રગટ કરવામાં આવે છે

મનને રાગદ્વેષથી મુક્ત કરાવનાર તથા ક્ષમા ગુણને પ્રકટાવનાર શ્રી સાંવત્સરિક ક્ષમાપના જેવા ઉત્તમ વિષયને આ ગ્રંથમાં ગુરૂ મહારાજે એવી ઉત્તમ શૈલિથી ઘણી વર્ણવ્યો છે કે જેથી તે દરેક આત્માના હૃદયને શાન્તિ સરળતા સમતાથી આર્દ્ર બનાવીને તેઓને રાગદ્વેષ દૂર કરી ઉત્તમ ભાવનાવાળા બનાવે છે

જૈન દર્શનમાં સાંવત્સરિક પ્રતિક્રમણ કરી જગત્ જીવોને ખમાવવાની ઉત્તમ પ્રણાલિકા પ્રચલિત છે આ પ્રણાલિકાનું રહસ્ય શ્રીમદ્ ગુરૂમહારાજે બહુજ સુન્દર અને સરળ શૈલીમાં ગુંથી જૈનાગમ પર ભારે ઉપકાર કર્યો

છે. આનો લાભ ધર્મ અનુરાગી બંધુઓ લેશે એવી આશા રાખવામાં આવે છે.

આ ગ્રંથ પ્રકાશનમાં મહેસાણાવાળા શા. ઉત્તમચંદ હરીચંદે ( શેઠ અમથાલાલ વીઠ્ઠલદાસ વિજાપુરવાળા માર્ફત રૂ. ૨૦૦ ની આર્થિક સ્હાય આપી પોતાની લક્ષ્મીનો સદુપયોગ કર્યો છે તેથી મંડળ તરફથી તેમનો ધન્યવાદ પૂર્વક આભાર માનવામાં આવે છે.

પાદરા. ૧૯૮૧ વસંતપંચમી } શ્રી અધ્યાત્મજ્ઞાન પ્રસારક મંડળ તરફથી
વકીલ મોહનલાલ હીમચંદ.

---

# દ્વિતિયાવૃત્તિ પ્રસ્તાવના.

---

આ ગ્રંથની પ્રથમાવૃત્તિ ખલાસ થઈ જવાથી અને તેની ઘણી માગણી થવાથી તે બીજીવાર છપાવવામાં આવ્યો છે વિક્રમ સંવત ૧૯૬૪ મા માણસામા સુશ્રાવક શા બાલાભાઇ અનુપચંદ, શેઠ દલસુખભાઇ સ્વરૂપચંદ, શા. મૂળચંદભાઈ ત્રિભોવનદાસ તથા શા જેચંદભાઈ ત્રિભો વનદાસ તથા પ્રતાપચંદ ડુલચંદ, જેઠાભાઇ પરમોતમ, શેઠ કચરાભાઇ હાથીભાઇ, શેઠ વીરચંદ કૃષ્ણાજી, શેઠ હાથીભાઈ મૂળચંદ, શેઠ ચમનલાલ ડુંગરસી, શા માધવલાલ અમથાલાલ, શા વાડીલાલ મગનલાલ, શા ચુની લાલ અમરચંદ શા ગીરધરભાઇ નથુભાઈ શેઠ બાળચંદ ઉગરચંદ, શેઠ જીવરાજ રવચંદ, શા મણીલાલ બાળચંદ, શા. ચુનીલાલ બાદર, શેઠ હકમચંદ જેઠાભાઇ, તથા લલુભાઇ, શા ચમનલાલ નાનચંદ, શા પ્રતાપચંદ ચુનીલાલ, શા રતનચંદ ઘેલાભાઇ, શા, મફતલાલ જેચંદ શા મણીલાલ લલુ, શા મગનલાલ દીપચંદ, શા ચંદુલાલ વીરચંદ તથા શા મનસુખ મગનલાલ ગાભવા, કેવળદાસ ગાભવા, તથા શા

ચુનીલાલ કાળીદાસ, શા. છનાલાલ હરગોવીંદદાસ, શા, ચુનીલાલ નથુ, વિગેરે શ્રાવકોની ઘણી વિનંતી થવાથી ૧૯૬૪નું ચોમાસું માણસામા કરવામા આવ્યુ અને ત્યા પર્યુષણના દિવસમા ક્ષમાપનાનું સ્વરૂપ સમજાવવા માટે સાંવત્સરિક ક્ષમાપના ગ્રંથ ભાદરવા સુદિ ૧ એકમે શરૂ કરી ત્યાજ પૂર્ણ કર્યો વ્યાખ્યાન પછી જે નવરાશ મળતી તેમા આ ગ્રંથ લખવામાં આવતો હતો આ ગ્રંથમા દ્રવ્ય ભાવ ક્ષમાપના કેવી હોય છે તેનું સ્વરૂપ સમજાવવામા આવ્યુ છે દ્રવ્યક્ષમાપના અને ભાવ ક્ષમાપના કરવાથી આત્માની શુદ્ધિ થાય છે. સર્વ જીવોની સાથે આત્મભાવે વર્તવાથી આત્મા સ્વયં પરમાત્મા થાય છે તેનું સ્વરૂપ સમજાવવામા આવ્યું છે ક્ષમાપના કરવાથી મૃગાવતીની તથા ચંદના સાધ્વીની પેઠે આત્મામા કેવળજ્ઞાન પ્રગટ થાય છે અને વૈર દ્વેષ વિગેરે ક્લેશો શમી જાય છે ભાદરવા શુદિ ૪ના દિવસે તથા ભા. સુદિ ૫ ના દિવસે સર્વ ગચ્છવાળાઓ મિચ્છામિદુક્કડમ્ એક બીજાને કરે છે પણ તેનું વાસ્તવિક સ્વરૂપ શું છે તે આ ગ્રંથ વાચવાથી સર્વ જૈનો સારી પેઠે સમજી શકશે અને આત્માની શુદ્ધિમા વધી શકશે, ક્ષમાપના સંબધી અમોએ સાત આઠ કાવ્યો પ્રસંગોપાત્ત લખેલાં તે પણ આ

પુસ્તકમા પાછળી દાખલ કરવામા આવ્યા છે આ ગ્રંથમા જીનાજ્ઞા વિરૂદ્ધ જે કઇ લખાયું હોય તેની સંઘની આગળ માફી માગવામા આવે છે અને પડિત પુરૂષો તેમા સુધારો કરશે એમ ઇચ્છવામા આવે છે વિક્રમ સ ૧૯૮૧ પોષ સુદિ પૂર્ણિમા

લે. બુદ્ધિસાગર. મુ લોદરા.



# अशुद्धि शुद्धि पत्रकम्.

| પૃષ્ઠ. | લીટી | અશુદ્ધિ. | શુદ્ધિ. |
|---|---|---|---|
| ૧ | ૬ | | |
| ૪ | ૨ | भपसु | भूपसु |
| ૧૨ | ૮ | ડ ખવવામા | દુઃખવવામા |
| ૧૨ | ૧૬ | હોય | હોવ |
| ૨૨ | ૩ | હોય તો | હોવ તો |
| ૪૭ | ૧૮ | देखे सा | देखेसा |
| ૪૦ | ૧૧ | આત્મોનતિ | આત્માપ્રતિ |
| ૫૬ | ૧૧ | આત્માથી | આત્માની |
| ૬૦ | ૧૨ | ન્યધામ | ન્યધર્મિ |
| | | माप्नोति | प्राप्नोति |

## શ્રી અધ્યાત્મજ્ઞાનપ્રસારક મંડળ તરફથી
### શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરિજીગ્રન્થમાળામાં
### પ્રગટ થયેલા ગ્રન્થો.

| ગ્રંથાંક | પૃષ્ઠ | કિંમત. |
|---|---|---|
| ૧ ભજન સંગ્રહ ભાગ ૧ લો | ૨૦૦ | ૦—૮—૦ |
| * ૧ અધ્યાત્મ વ્યાખ્યાનમાળા | ૨૦૬ | ૦—૪—૦ |
| * ૨ ભજનસંગ્રહ ભાગ ૨ જો | ૩૩૬ | ૦—૮—૦ |
| * ૩ ભજનસંગ્રહ ભાગ ૩ જો | ૨૧૫ | ૦—૮—૦ |
| * ૪ સમાધિશતકમ્ | ૬૧૨ | ૦—૮—૦ |
| ૫ અનુભવપચ્ચિશી | ૨૪૮ | ૦—૮—૦ |
| ૬ આત્મપ્રદીપ | ૩૧૬ | ૦—૮—૦ |
| ૭ ભજનસંગ્રહ ભાગ ૪ થો | ૩૦૪ | ૦—૮—૦ |
| ૮ પરમાત્મદર્શન, | ૪૦૦ | ૦—૧૨—૦ |
| ~ ૯ પરમાત્મજ્યોતિ | ૫૦૦ | ૦—૧૨—૦ |
| * ૧૦ તત્ત્વબિંદુ | ૫૦૦ | ૦—૧૨—૦ |
| * ૧૧ ગુણાનુરાગ (આવૃત્તિ બીજી) | ૨૪ | ૦—૧—૦ |
| * ૧૨-૧૩ ભજનસંગ્રહ ભાગ ૫ મો તથા જ્ઞાનદીપિકા | ૧૯૦ | ૦—૬—૦ |
| * ૧૪ તીર્થયાત્રાનું વિમાન (આ બીજી) | ૬૪ | ૦—૨—૦ |

| | | |
|---|---|---|
| * ૧૫ અધ્યાત્મભજનસંગ્રહ | ૧૯૦ | ૦—૬—૦ |
| ૧૬ ગુરુબોધ | ૧૭૪ | ૦—૮—૦ |
| * ૧૭ તત્ત્વજ્ઞાનદીપિકા | ૧૨૪ | ૦—૬—૦ |
| ૧૮ ગહૂંલીસંગ્રહ ભા ૧ | ૧૧૨ | ૦—૩—૦ |
| * ૧૯-૨૦ શ્રાવકધર્મસ્વરૂપ ભાગ ૧-૨ (આવૃત્તિ ત્રીજી) | ૪૦-૪૦ | —૧—૦ |
| * ૨૧ ભજનપદસંગ્રહ ભાગ ૬ ઠો | ૨૦૮ | ૦—૧૨—૦ |
| ૨૨ વચનામૃત | ૮૩૦ | ૦—૧૪—૦ |
| ૩૩ યોગદીપક | ૩૦૮ | ૦—૧૪—૦ |
| ૨૪ જૈન ઐતિહાસિક રાસમાળા | ૪૦૮ | ૧—૦—૦ |
| * ૨૫ આનન્દઘનપદ્ય ભાવાર્થ (૧૦૮) સંગ્ર. | ૮૦૮ | ૨—૦—૦ |
| ૨૬ અધ્યાત્મશાન્તિ (આ બીજી) | ૧૩૨ | ૦—૩—૦ |
| ૨૭ કાવ્યસંગ્રહ ભાગ ૭ મો | ૧૫૬ | ૦—૮—૦ |
| ૨૮ જૈનધર્મની પ્રાચીન અને અર્વાચીન સ્થિતિ | ૯૬ | |
| * ૨૯ કુમારપાળ (હિંદી) | ૨૮૭ | ૦—૨—૦ |
| ૩૦ થી ૪-૩૪ સુખસાગર ગુરુગીતા | ૩૦૦ | ૦—૬—૦ |
| ૩૫ ષડ્દ્રવ્યવિચાર | | ૦—૪—૦ |
| * ૩૬ વિજાપુરવૃત્તાન્ત | ૨૪૦ | ૦—૪—૦ |
| | ૯૦ | ૦—૪—૦ |

| | | |
|---|---|---|
| ૩૭ સાબરમતીકાવ્ય. | ૧૯૬ | ૦—૬—૦ |
| ૩૮ પ્રતિજ્ઞાપાલન. | ૧૧૦ | ૦—૫—૦ |
| * ૩૯-૪૦-૪૧ જૈનગચ્છમતપ્રબંધ, સંઘપ્રગતિ, જૈનગીતા. | ૩૦૪ | ૧—૦—૦ |
| ૪૨ જૈનધાતુપ્રતિમા લેખસંગ્રહ ભા. ૧ | | ૧—૦—૦ |
| ૪૩ મિત્રમૈત્રી. | | ૦—૮—૦ |
| *૪૪ શિષ્યોપનિષદ્. | ૪૮ | ૦—૨—૦ |
| ૪૫ જૈનોપનિષદ્. | ૪૮ | ૦—૨—૦ |
| ૪૬-૪૭ ધાર્મિક ગદ્યસંગ્રહ તથા સદુપદેશ ભાગ ૧ લો. | ૯૭૬ | ૩—૦—૦ |
| ૪૮ ભજનસંગ્રહ ભા. ૮ | ૯૭૬ | ૩—૦—૦ |
| *૪૯ શ્રીમદ્ દેવચંદ્ર ભા. ૧ | ૧૦૨૮ | ૨—૦—૦ |
| ૫૦ કર્મયોગ. | ૧૦૧૨ | ૩—૦—૦ |
| ૫૧ આત્મતત્ત્વદર્શન | ૧૧૨ | ૦-૧૦—૦ |
| ૫૨ ભારતસહકારશિક્ષણ કાવ્ય | ૧૬૮ | ૦-૧૦—૦ |
| ૫૩ શ્રીમદ્ દેવચંદ્ર ભા. ૨ | ૧૨૦૦ | ૩—૮—૦ |
| ૫૪ ગહુંલી સંગ્રહ ભા. ૨ | ૧૩૦ | ૦—૪—૦ |
| ૫૫ કર્મપ્રકૃતિટીકાભાષાંતર | ૮૦૦ | ૩—૦—૦ |
| ૫૬ ગુરુગીત ગુંહલીસંગ્રહ. | ૧૯૦ | ૦-૧૨—૦ |

| | | |
|---|---|---|
| ૫૭-૫૮ આગમસાર અને અધ્યાત્મગીતા. | ૪૭૦ | ૦—૬—૦ |
| ૫૯ દેવચંદન સ્તુતિ સ્તવન સંગ્રહ. | ૧૭૫ | ૦—૪—૦ |
| ૬૦ પુન્તસંગ્રહ ભા. ૧ લો. | ૪૧૬ | ૧—૦—૦ |
| ૬૧ ભજનપદસંગ્રહ ભા. ૯ | ૫૮૦ | ૧—૮—૦ |
| ૬૨ ભજનપદસંગ્રહ ભા. ૧૦ | ૨૦૦ | ૧—૦—૦ |
| ૬૩ પત્રસદુપદેશ ભા. ૨ | ૫૭૫ | ૧—૮—૦ |
| ૬૪ ધાતુપ્રતિમાલેખ સંગ્રહ ભા. ૨ | ૧૮૦ | ૧—૦—૦ |
| ૬૫ જૈનદૃષ્ટિએ ઇશાવાસ્યોપનિષદ્ ભાવાર્થવિવેચન. | ૩૬૦ | ૧—૦—૦ |
| ૬૬ પૂજાસંગ્રહ ભા. ૧-૨ | ૬૦૦ | ૨—૦—૦ |
| ૬૭ સ્નાત્રપૂજા. (બુદ્ધિસાગરસૂરિકૃત) | | ૦—૨—૦ |
| ૬૮ શ્રીમદ્ દેવચંદ્રજી અને તેમનું જીવનચરિત્ર. | ૩૨ | ૦—૪—૦ |

સંસ્કૃત ગ્રન્થો.

| | | |
|---|---|---|
| ૬૯-૭૨ શુદ્ધોપયોગ વિ૦ સંસ્કૃત ગ્રંથ ૪ | ૧૮૦ | ૦—૧૨—૦ |
| ૭૩-૭૭ સંઘકર્તવ્ય વિ૦ સંસ્કૃત ગ્રંથ ૫ | ૧૬૮ | ૦—૧૨—૦ |
| ૭૮ લાલાલજપતરાય અને જૈનધર્મ | ૧૦૦ | ૦—૪—૦ |

| | | |
|---|---|---|
| ૭૯ ચિન્તામણિ | ૧૨૦ | ૦—૪—૦ |
| ૮૦-૮૧ જૈનધર્મ અને ખ્રીસ્તિધર્મનો મુકાબલો તથા જૈનખ્રીસ્તિ સંવાદ | ૨૭૦ | ૧—૦—૦ |
| ૮૨ સત્યસ્વરૂપ | ૨૦૦ | ૦-૧૨—૦ |
| ૮૩ ધ્યાનવિચાર | ૬૬ | |
| ૮૪ આત્મશક્તિપ્રકાશ | ૧૪૦ | ૦—૪—૦ |
| ૮૫ ક્ષમાપના | ૭૫ | ૦—૩—૦ |
| ૮૬ આત્મદર્શન | ૧૫૫ | ૦—૪—૦ |
| ૮૭ શંકાસમાધાન | ૫૫ | ૦—૨—૦ |
| ૮૮ કન્યાવિક્રયનિષેધ | ૭૨૦ | ૦—૮—૦ |
| ૮૯ આત્મશિક્ષાભાવનાપ્રકાશ | ૧૦૦ | ૦—૪—૦ |
| ૯૦ આત્મપ્રકાશ | | |
| ૯૧ શોકવિનાશક (ગુજરાતી) | | |
| ૯૨ તત્ત્વવિચાર | | |

### થોડા વખતમાં બહાર પડનાર ગ્રન્થો

૧ જૈન શ્વેતામ્બર ગચ્છનામાવલિ
૨ શ્રીમદ્ દેવચંદ્રજી નિર્વાણ રાસ
૩ મોટુ વિજાપુર વૃત્તાન્ત
૪ ઉ૦ શ્રી યશોવિજયજી નિબંધ

સંસ્કૃત ગ્રંથો.

૫ અધ્યાત્મગીતા
૬ આત્મસમાધિશતક
૭ જીવકપ્રબોધ
૮ આત્મસ્વરૂપ
૯ પરમાત્મદર્શન
૧૦ જૈનસૂત્રમા મૂર્તિપૂજા
૧૧ ભજનસંગ્રહ ભા ૧૧ મો

* આ નીશાનીવાળા ગ્રંથો શીલક નથી

પુસ્તકો મળવાના ઠેકાણા —

૧ વકીલ શા મોહનલાલ હીમચંદ પાદરા. (ગુજરાત)
૨ શા આત્મારામ ખેમચંદ સાણંદ (જીલ્લે અમદાવાદ)
૩ ભાંખરીઆ શા મોહનલાલ નગીનદાસ ૧૯૨-૯૪, ખારાગેટ હા—મુબઈ.
૪ શેઠ નગીનદાસ રાયચંદ ભાંખરીઆ મહેસાણા.
૫ શેઠ ચંદુલાલ ગોકળદાસ, વિજાપુર જૈનજ્ઞાનમંદિર
૬ બુકસેલર મેઘજી હીરજી પાયધુની—મુંબઇ.
૭ શા. રતિલાલ કેશવલાલ, મુ. પ્રાંતીજ.
૮ શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરિ મંડળ, મુ. પેથાપુર. સાગરગચ્છ ઉપાશ્રય

ॐ नमः सरस्वत्यै.

# अथ सांवत्सरिक क्षमापना ग्रन्थः

रचयिता–योगनिष्ठजैनाचार्य श्रीमद् बुद्धिसागरसूरि.

मैत्री

खामेमि सव्वजीवे, सव्वे जीवा खमंतु मे।
मित्ती मे सव्वभएसु, वेरं मज्झं न केणइ ॥१॥

ચતુર્દશ રજ્જ્વાત્મક લોકસ્થિત સર્વ જીવોને હું ખમાવું છુ, સર્વ જીવો ક્ષમાપના મારી સાથે કરો. આજથી મ્હારે સર્વ જીવપર મૈત્રીભાવ છે, કોઇની સાથે મારે વૈર નથી

સર્વ જીવો મારા આત્મસમાન સુખ દુઃખની લાગણી-વાળા છે, મારા પ્યારા એક સત્તામય જીવો! તમે સુખી થાઓ, તમારી આત્મશક્તિનો પ્રકાશ કરી અનંત સુખ ભોગવો."

વિવેકદૃષ્ટિથી આત્મપ્રદેશ તરફ દૃષ્ટિ કરી વિચારતા મને હવે માલુમ પડે છે કે, તમે ત્રસ અને સ્થાવર પ્રાણિયો મારા સજાતીય છો. હે ત્રસ અને સ્થાવર જીવો! તમારા સંબંધમા અનાદિકાળથી પરિભ્રમણ કરતા હું અનંતશ આવ્યો છુ અને તે સબંધયોગે મે મન વચન

અને કાયાથી તમને દુઃખવ્યા હોય તેની ક્ષમાપના કરશો

સ્વાર્થથી, ક્રોધથી, અવિચારથી, અહંકારથી, દ્વેષથી, અજ્ઞાનાવસ્થામય, બની મેં તમને અનેક પ્રકારે સતાવ્યા હોય, તેની ક્ષમાપના અંતઃકરણથી સિદ્ધોની સાક્ષીપૂર્વક યાચુ છુ

અનાદિ કર્મરચનાગ્રથિતનાનાવિધદેહધરુ જીવો ! તમે મારા આત્માના સમાનજ છો, તમે અને અમે અનન્ત પ્રદેશથી એક સરખા છીએ, તમારું અને મારું એક સરખુ સ્વરૂપ અને એક સરખો તમારો ને મારો ધર્મ છે

હે જગતના જીવો ! તમે મારા આત્મ સરખા છો, તેમ છતા ભૂલથી મે તમને અનેક પ્રકારે દુઃખ આપ્યુ હોય, તેની ક્ષમાપના પ્રેમભાવથી યાચુ છુ, એકેન્દ્રિય, દ્વીન્દ્રિય, ત્રીન્દ્રિય, ચતુરિન્દ્રિય અને પચેન્દ્રિય જીવ બધુઓ ! મે તમારી સાથે હિંસકવર્તન ચલાવ્યુ તેમા વાસ્તવિકરીત્યા મારો વાક નથી, કિંતુ કર્મની પ્રેરણાથી કર્મનો વાક છે તેથી પરાધીન અજ્ઞાની બની મે જે જે અપરાધો કર્યા હોય, તેને મન વચન અને કાયાથી ખમાવુ છુ

હે કર્મ તુ હવે કૃપા કરીને મારો છેડો મૂક !! તારી સગતના યોગથી હુ દુઃખી થાઉં છુ અને ચતુર્ગતિમા પરિભ્રમણ કરૂં છુ તેમા તને તો કઈ દુઃખ થતુ નથી, પણ

મને તો અનંત દુઃખ થાય છે, માટે હવે દયા લાવીને કર્મ મારાથી દૂર જા તારી સંગતિથી મારા પ્રેમી સજાતીય જીવોપર મે રાગદ્વેષની બુદ્ધિ ધારણ કરી, રૌદ્રરૂપ ધારણ કર્યું માટે હે કર્મ! તમે પ્રસન્ન થઈને દૂર જાઓ, દૂર જાઓ, મને મારા જીવોના અન્તરપ્રદેશોની સાથે આત્મભાવે ભળી જવાદો-મળવા દો અનંત કર્મવર્ગણાની રાશિમા રહેના એવા મારા જીવોને જ્ઞાનથી જાણી શકીશ

જગતના મારા પ્રેમીજીવોને તારવાને હું ભાવદયા ગંગાનદીને હૃદયમા ધારણ કરૂં છું

હે જગતના જીવો!! તમે હવે નિર્ભય રહો મન, વચન અને કાયાથી પણ તમને નહિ દુઃખવવા ખરાબ સ્વાર્થનો ત્યાગ કરી મેં પ્રતિજ્ઞા લીધી છે જગતસ્થિતપ્રેમિસ્વજાતીય આત્માઓ! તમે મારા હૃદયસ્થિતભાવદયાગંગામા ઝીલી પવિત્ર બનો તમારી કર્મયોગે પરતંત્રતાવસ્થા દેખી, મને કરૂણા આવે છે તમારી અનેક પ્રકારે આતરિક ઉન્નતિ થાઓ, અને તમે સમ્યગ્જ્ઞાનના પ્રતાપે તમારી શુદ્ધ સ્થિતિને પ્રાપ્ત કરો

હે જગતજીવો!! તમને હવે ુ કારુણ્યદૃષ્ટિથીજ નિહા

લીગ તમારા સ્વરૂપમા તમારા ભનામા તમને નહિ દુખવ વામા મારા આતરસયમની વૃદ્ધિ સમાઈ છે

કૃપાળુ સદ્દગુરુમહારાજાએ તમારી દયામા તમારી ઉન્નતિમા મને ઉત્તમ શિક્ષણ આપી મહા ઉપકાર કર્યો છે માટે કૃપાળુ ગુરૂદેવનુ પુન પુન સ્મરણ કરી તમારા સ્મરણ કરવામા ઉપયાગી બનુ છુ

હે જીવો તમે સત્તાએ પરમાત્મા છો તમે ૮ ભ વિષ્યકાળમ સામગ્રીયોગે પરમાત્મા થશો તમો જ્ઞાન દર્શન ચારિત્રમય છો તમારી આવી સ્થિતિ અન્તરદૃષ્ટિથી નિ હાળીને તમને વદન કરૂ છુ નમન કરૂ છુ ક્ષમાવુ છુ તમારી વિરાધના કોઇ પણ ભવમા કોઇપણ શરીરવડે મેં કરી હોય તો તે પુન પુન ખમાવુ છુ

હે જગતના જીવો તમારા આત્માની સમર્પણથી સમાન સત્તા એવી જાણી તેનુ ધ્યાન કરતા અભે ભાવે પરમા માન ક્યા ને અનભવુ છુ

હે જગતના જીવો તમારૂ કલ્યાણ થાઓ જે કોઈ સિદ્ધ થયા તીર્થકર થયા કેવલી થયા તે સર્વે તમારા ઉપર સમાન ભાવ ગણીનેજ થયા છે જો તમારા ઉપર સમાન

ભાન ન હોત તો, તેઓ એની ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત કરત નહિ માટે તમે પણ સમાનભાવમા ઉપકારી છો

હે જગતના જીવો ! મિથ્યાત્વયોગે તમો અનેક પ્રકારના મિથ્યાધર્મ પાળનારા હોવ તોપણ મારે તો તમારા અન્તરાત્મા સાથે સમાનભાવ હોવાથી હુ તમારો દ્વેષી બનતો નથી અને તમને મૈત્રીભાવથી સમ્યગ ધર્મમા લાવવા પ્રયત્ન કરીશ, એમ અન્તરનો મૈત્રીભાવ સૂચવે છે

હે જગતના જીવો ! તમને મિથ્યાત્વશત્રુના પાશ માથી છોડાવવા અજ્ઞાનયોગે ઉપકારી ઉપર પણ અનુપકારી બુદ્ધિ થશે, તોપણ હુ બાળકને ઔષધની પેઠે ભાવિહિત માટે પ્રયત્ન કરીશ, તેથી તમને મૈત્રીભાવનામા ભ્રમબુદ્ધિ ઉત્પન્ન ન થાય, તે માટે પ્રથમથી નિવેદન કરૂ છુ હુ જે કહીશ, લખીશ, બનાવીશ સમજાવીશ તે સર્વ તમારા આત્માની ઉચ્ચસ્થિતિ માટે સમજશો ખરેખર હે મિત્ર જીવો ! અન્તરપ્રદેશના જ્ઞાનોદ્દગારથી તમારી આગળ પ્રેમ ભાવે મા ઠ ચ ખાલી કરૂ છુ, તેથી તમે મારા વચન ઉપર વિશ્વાસ રાખશો, તો તમારા હૃદયમા પૂજ્યભાવથી મારા વચનો પ્રવેશ કરશે ખરી પ્રેમલક્ષણાભક્તિનો અત કરણમા ઉદ્દભવ થવાથી, હે જીવો ! તમને હુ પ્રેમથી કહુ

છુ તમો તમારૂ સ્વરૂપ બતાવુ છુ ખરેખર તમે શરીર
દેખી પોતાને શરીરરૂપ માનો છો એ તમારી મોટી ભૂ
છે શરીર તો તમારે રહેવાનુ એક ઘર છે તે દેહઘરમ
રહીને અનેક નકારનો વ્યવસાય કરનાર તમે આત્મા છો
માટે તમો કાયાપોષણ માટે અનેક જીવના શરીરનુ ભક્ષણ
કરી પશુ, પખી જળચર વનસ્પતિ વગેરે જીવને દુખ
આપો છો તેનો વિચાર કરો ખરેખર બીજાની દયા કરવી
એ તમારીજ દયા છે બીજાની દયામા તમારા આત્માની
દયાનો મહિમા સમાય છે

હે જગતના જીવો હું જે કહું છુ લખુ છુ સમ
જાવુ છુ તે સબધી શુદ્ધવિચારો તમારાજ છે શુદ્ધવિચારથી
અ તરા માની ઉનતિ શીઘ્ર થાય છે સમકિત નામ થવાથી
શુદ્ધવિચાર હી શકાત છે હે ભવ્ય જીવો અજ્ઞાનથી તમારી
શુદ્ધસ્થિતિને તમે જાણી શકતા નથી તમારા શુદ્ધવતનમા
તમારૂ પરમશ્રય સમાયુ છે એમ સમજી તમે શુદ્ધવિચાર
તેરુ લેખક ઉપર વિશ્વ સદ્બુદ્ધિથી જોશો વિશ્વાસબુદ્ધિથી
તમો જોશે તો પ્રેમ ભક્તિ શ્રદ્ધાની ઉત્તરોત્તર સ્થિતિ
પ મીને તમે દેહ છતા પણ વિદેહી અવસ્થા નામ મય જેવી
અ ત્મ ની અનુભવાન દ શા વગર।

હે જગતજીવો ! તમારા પ્રતિ દ્રવ્યદયાનું તથા ભાવદયાનું ચિંતવન જ મારા આત્માની ઉન્નતિમાં પરમ હેતુ છે તમે અભવ્ય જીવો તથા નિગોદની અપેક્ષાએ અનંત જીવો છો. તમારી પ્રત્યેકની અસંખ્યાતપ્રદેશમય વ્યક્તિ છે તમે સ્વસ્વરૂપજ્ઞાનથીજ સ્વોન્નતિ પ્રાપ્ત કરી શકશો.

ઉત્તમ અવતારધારક હે મનુષ્યો ! તમો અનેક દેશ જન્મ યોગે સ્વસ્વ દેશાભિમાન ધારણ કરી, બાહ્યદેશમમતા યોગે એક બીજાની અવનતિ કરવા ઇચ્છો છો, તે શું તમારી ભૂલ નથી ? ભૂલજ છે સર્વ આત્માઓ એકસરખા આભ્યંતર પ્રદેશોથી છે, છતાં અન્તરસ્વરૂપ ભૂલી, બાહ્યાભિમાનથી એક બીજાથી દૂર પડી, પરસ્પર લડી મરો છો, તે શું તમો છાજે છે ? ઘટે છે ? વિચારો, વિજાતીયદેશના જન એક સરખા છે તેમ તમે વિજાતીય દેશમાં જન્મ્યા તો પણ આત્મત્વથી એક સરખા છો માટે એક બીજા-પ્રતિ મૈત્રીભાવનાથી દેખો અને એક બીજાના ભલાના શુદ્ધવિચાર ધારો.

તમે કોઇ મનુષ્યનું ભલું ચિંતવશો તે ભલા વિચારથી અશુભ કર્મોદયથી તેનું જોકે સારૂં થઈ શકતું નથી, તો પણ

ભનો વિચાર કરો છો તેથી પોતાનું તો સાર થઇ શકે છે માટે સારા વિચાર કરનારને સારૂ ફળ પ્રાપ્ત થાય છે

તમારા શુદ્ધ વિચારાનુસાર અન્યજીવો વર્તન રાખશે વા તે પ્રમાણે શુદ્ધવિચાર કરશે તો તેમનુ આત્મહિત થશે

હે ભવ્યજીવો !! તમને તમારૂ સત્યસ્વરૂપ આજપર્યન્ત ઓળખાયુ નથી વા ઓળખાશે નહિ તેમા કોઈ પણ પ્રતિબન્ધક છે ઘટસ્થદીપનો પ્રકાશ બહિર્ પડતો નથી તેમા ઘટ પ્રતિબંધક છે, તેમ તમારા શુદ્ધસ્વભાવનો પણ પ્રતિબંધક કોઇ છે અને તે જ્ઞાનાવરણીયાદિકર્મ છે જ્ઞાનાવરણીયાદિ પ્રતિબંધકકર્મનો નાશ કરી સ્વસ્વરૂપનો પ્રકાશ કરના શક્તિમાન્ થઇ શકો તેમ છો

બાહ્યથી તમારૂ જે સ્વરૂપ દેખવામા આવે છે તે પૌદ્ગલિક છે તેમા તમારૂ સ્વરૂપ નથી તમે જ્ઞાનદર્શન ચારિત્રમય અસખ્યપ્રદેશમય વ્યક્તિ છો તમે મન-વાણી કાયાથી ભિન્ન છો માટે બાહ્ય પૌદ્ગલિક પ્રદેશોમા વર્તતા છતા પણ અન્તર સ્વરૂપથી અન્તરમા વર્તો

તમારી આત્મશક્તિઓનો પ્રકાશ તમેજ સ્વસામર્થ્યથી કરી શકશો, મનુષ્યાવતાર-દેવાવતાર પણ તમારા સામર્થ્યાધીન છે માટે ભાવીભાવ કરી તેમ બને એમ બોની

વેસ જેવા હીનારૂપ થઇ આત્મસામર્થ્યપ્રમાણ પ્રયત્નને છોડશો નહિ

તમે હિંદુ, મુસલમાન પારસી, અંગ્રેજ, જાપાનીઝ, ચીના વગેરે ગમે તે હો પણ તમારા પ્રત્યેકના શરીરમા રહેલો પ્રત્યેક આત્મા, જ્ઞાનાદિગુણથી એ સરખો છે માટે પરસ્પર સમાનભાવ રાખો એક બીજાની દયા કરવી તે પણ એ સમાનધર્મથી તમો એક બીજાના નજી ના છો છતા કેમ તમો પરસ્પર ઇર્ષ્યા, વૈર, જાત્યભિમાનની મિથ્યા લાગણીથી પરમાત્મસ્વરૂપ આત્માઓનુ અનિષ્ટ કરવા અશુભ વિચારો કરો છો ? હિંસા કરો છો, એક બીજાને મારી નાખવા કેમ પ્રયત્ન કરો છો કોઇ પણ પશ, પખી, મનુષ્યની આગળી કાપવાનો તમને તમોએ માનેના કોઇ પણ ઇશ્વરે શુ હુકમ આપ્યો છે? વિચાર કરો, વિચાર કરો, કીડીથી માંડીને ઇન્દ્રિપર્યંતના આત્માઓ એક સરખા છે, તમોને કોઇ દુખ આપે તો જેમ તમને દુખ થાય છે તેમ તમો અન્યજીવોને મારો છો, સતાપો છો તો તેથી તેઓને દુખ થયા વિના રહેતું નથી તમારો અન્તરાત્મા અન્યજીવોને દુખ આપના પ્રથમ વારે છે તો તમો વિચાર કરો. કોઇના પણ આત્માને દુખ આપવુ તે તમારા આત્માને દુખ આપ્યા બરોબર છે

સર્વજીવો તમારા બંધુ છે તમારા સમાન છે કર્મથી પ્રત્યેક જીવોના શરીર ભિન્ન ભિન્ન રચાયા છે આત્માની મિત્રાઇ શરીરના સંબંધથી નથી દેશના સંબંધથી નથી પણ આત્માના સ્વરૂપથી સર્વ આત્માઓની સાથે સંબંધ હોવાથી એક બીજાના વિરૂદ્ધ અનંત અનીતમાનથી જે જે ખરાબ લાગણીઓ થઇ હોય એક બીજાનો ઘાત કર્યો હોય તે હવે સમજીને મન વચન કાયાવડે ક્ષમાવો ' હુ પણ હે સર્વ જીવો તમને ખમાવુ છુ આહાર વિહાર ક્રોધાદિકથી મે તમોને જે જે દુખો આપ્યા હોય તેની ક્ષમાપના કરૂ છુ તમો સર્વજીવો મારા મિત્ર છો તેમ તમો પણ પરસ્પર એક બીજાના મિત્રો છો મિત્રવર્તન પ્રવૃત્તિમા મુખ્યાને શુદ્ધ અંતઃકરણથી પ્રતિજ્ઞા કરી મૈત્રીભાવમા જોડાશો બાલ્યાવસ્થાથી આરંભીને પશુ પંખી મનુષ્ય વિગેરે જે કોઇ જીવો તમારા સંબંધમા આવ્યા હોય તેની સાથે તમો અનિષ્ટ સંબંધથી વર્ત્યા ક્રોધ હિંસા આદિ જે જે દોષો કરી તમો મલીન થયા હો તે માટે તમારા આત્માને ખમાવો ... હો ... જીવોને ખમાવો તેથી તમો નિર્મલ થશો

હે મિત્રો તમારા મનમા સત્ય શુભવિચાર તમો

ધારણ કરો મન તમને નઠારા વિચારમાં પ્રેરે તો તુરત તમો મનને વેગ આપી શુભ વિચારમાં અને શુદ્ધ વિચારમાં પ્રેરો, પ્રભુના ગુણોનુ સ્મરણ વા સદ્ગુરૂના વા આત્મગુણ ચિંતવનમાં મનને રોકો, આત્માનુ સામર્થ્ય પ્રાપ્ત કરો" આત્મા વડે આત્માનો ઉદ્ધાર થવાનો છે, પોતાના સામર્થ્યથીજ હે મિત્રો ! તમો સંસાર સમુદ્ર તરી શકશો, તમો કંઇ પણ આત્મપ્રયત્ન કરશો નહિ તો તમને આત્મસામર્થ્ય પ્રાપ્ત થનાર નથી શ્રી વીરપ્રભુ તીર્થંકરે બાર વર્ષ અધિક આત્મ ધ્યાન કર્યું ત્યારે તેમણે કેવલજ્ઞાન સંપ્રાપ્ત કર્યું તમો પણ તેની રીતે મર્દ બનો, સમાનભાવથીજ આત્મોન્નતિ કરવા પ્રયત્નમાં જોડાઓ તમારા પ્રયત્નથી પ્રતિદિન તમો કંઇક આગળ વધશો, તમારો આત્મા પ્રસન્નતાથી આગળ વધશે કે તુરત તે આનંદધારાને પ્રાપ્ત કરશે, આનંદ ખરેખર અન્તરમાં છે

હે મિત્રો ! તમો સુખને માટે અનેક જીવોને મારી નાખો છો, અનેક જીવોને સંતાપો છો, અનેક જીવોને છેતરવાને માટે અનેક પ્રકારની કળાઓ તથા ચેષ્ટાઓ કરો છો, તેથી કંઈ તમને તાત્વિકસુખ મળતુ નથી અને ઉલટા તમારા મિત્રજીવોને દુઃખ આપી દુઃખના ખાડામાં તમો પોતે ઉતરો છો, તેનો વિચાર કરો, અને અશુભ કર્મોથી

પાઠ હશે અન્ય મિત્રજીવોને દુખ આપવામા તમને ઉનડુ દુખજ મળવાનુ એમ સૂત્રની પેઠે આ વાક્ય હૃદયમા પુન પુન વિચારશો અન્ય તમારા મિત્રજીવોના આત્માઓને નહિ દુખવવામા તમને સુખ મળશે જેવુ વાવે તેવુ લણે, આ મીઠી કહેવતનો પરમાર્થ અ ત કરણમા પુન પુન સ્મરણ કરશો હે મિત્રજીવો!" તમારા આત્મા ન ધિ અન્ય જીવો ક્રોધ કરે, દ્વેષ કરે ઇર્ષ્યા કરે, કર્મ બાધે એમ થવુ જોઇએ નહિ

હે ભવ્યજીવો ! તમે જો ગ ન્ત-બાનશાહ તરીકે હોય તો, નીતિનો ત્યાગ કરી અનીતિથી પ્રજાપી ન કોઇ જી વોની ઘાત વિશ્વાસઘાત માસભક્ષણ, દારૂપાન, વ્યભિચાર વગેરે અપકૃત્યથી દૂર રહી શુભ અને શુદ્ધ વિચારોથી આ ત્મોન્નતિ કરવા પ્રયત્ન સતત જારી રાખશો સર્વ જીવોનુ રક્ષણ કરનાર સર્વ જીવોને જરા માત્ર પણ દુખ નહિ આપ નાર વસ્તુત આત્માઓ રાજાના પણ રાજા છે

હે મિત્રજીવો ! તમો વકીલાતથી પોતાનું ગુજરાન ચલાવતા હોય તો તમારા આત્માની ખાતર કપટ, અસ ત્યવચન, વિશ્વાસઘાત, વગેરેથી દૂર રહેજો તમારા આત્માની ઉન્નતિમા કપટ વગેરે દોષો વિઘ્નભૂત છ, તેથી તમો આ-

મોક્ષની પ્રાપ્તિ કરી શકનારા નથી પાપથકી પોતાના આત્માને છોડાવવો એજ ખરી વકીલાત છે

જો તમો, દાસ-નાર હો તો પ્રમાણિકપણું સાચવી નીતિના માર્ગમા પ્રવૃત્તિ કરી પરમાત્માના દાસ બની કોઈ પણ જીવનુ ભૂ. કરશો નહિ તેમ ભૂડાને વિચારશો પણ નહિ, તમારાથી કોઇ જીવની લાગણી દુખાવી જોઇએ નહિ

હે મિત્રો ! તમો જો વ્યાપારી તરીકે હોવ તો અનેક પ્રકારના વ્યાપારમા કોઇ પણ જીવોની હિંસા ન થાય કોઇ પણ જાતનો દગો ન થાય તેમ વર્તજો જૂઠુ બોલીને પ્રથમ પોતાના આત્માને છેતરવાનુ અને અન્ય જનના આત્માને ઠેગવાનુ અપકૃત્ય, તમો- વ્યાપાર ધધામા કરશો નહિ હે મિત્રો ! પ્રમાણિકપણાથી ગુજરાન ચલાવી સર્વ જીવોપર ભાવ ધારણ કરી ધર્મ દર્શનની પુષ્ટિ કરવા સતત ખગ અતકરણથી પ્રયત્ન કરજો

સર્વ કરતા હિંસા-મિથ્યાત્વ આદિ અધર્મનો ઉપદેશ દેવો એ જગતમા મોટ પાપ છે અસત્ય ઉપદેશ, અસત્ય ધર્મના લેખ જગતમા લોકો લદી મરે એના નિબધ વગેરે પાપોપદેશથી હે મિત્રો દૂર રહેશો કારણ કે-તમારી વાણીથી-તમારા લેખથી જીવોના હૃદય દુખાય હિંસા, જૂઠ,

ચોરી, વ્યભિચારની વૃદ્ધિ થાય, મનુષ્યો એક બીજા ઉપર વૈરભાવની લાગણીથી દ્વેષે અને નાત, જાત, દેશમા માગમારી થાય તેવુ પાપ મોટુ છે, અને તે પાપમા પ્રેરક લેખક તથા ઉપદેશક છે માટે હે આત્માઓ ! ! તમારે સર્વજ્ઞોને શાતિ મળે એવુ વર્તન રાખવુ જોઇએ

સત્ય ઉપદેશ અને સત્ય લેખ, સત્ય ગ્રન્થ બનાવવા સમાન કોઇ ઉપકાર ધર્મ નથી અર્થાત્ સત્ય વસ્તુનો ઉપદેશ દેવાથી અને સત્યગ્રથ લખવાથી સત્ય ધર્મની પ્રાપ્તિ થાય છે માટે પ્રેમિ બન્ધુઓ ! ! ! રાગ દ્વેષનો નાશ થાય, સર્વજ્ઞો દયાધર્મનું સેવન કરે એવો ઉપદેશ આપો અને એવા લેખ તથા ગ્રન્થો લખો

આજીવિકાનિમિત્ત ઉપદેશ દેવાનું કામ કરવુ એ કઈ તમારા આત્માની ઉન્નતિ અર્થે નથી માટે હે મિત્રો ! ધર્મના ઉપદેશના બ્હાને ધન સચય કરવાની બુદ્ધિ ધારશો નહિ

અસત્ય અધર્મોપદેશ તથા લેખની જગતના જીવોનુ અનિષ્ટ જે કર્યું હોય તે સબધી હે મિત્રો ! પશ્ચાત્તાપ કરો મન વચન અને કાયાથી ક્ષમાપના સર્વ જીવોની સાથે કરો હુ પણ અનેક ભવકૃત મિથ્યોપદેશ સબધી પુન પુન પશ્ચાત્તાપ કરી સત્યોપદેશમા પ્રવૃત્ત કરુ છુ

હે મિત્રો ! તમો જો મુક્તિસુખને ઇચ્છતા હો તો, એકેન્દ્રિયથી માંડી પચેન્દ્રિય જીવોની દયા કરો, સર્વ જીવોનુ પુત્રવત્ રક્ષણ કરો કોઇપણ જીવની આતરડીને દુખવશો નહિ સ્વાર્થની ધૂનમા અધ બનીને જીવોને મ્ચરી નાખશો નહિ તુલસીકવિ કહે છે કે

**दयाधर्मको मूल है, पाप मूल अभिमान,**
**तुलसी दया न छांडीए, जबलग घटमें प्राण ॥१॥**
**तुलसी हाय गरीबकी, कबू न खाली जाय,**
**मुवा ढोरके चामसे, लोहा भस्म हो जाय. ॥२॥**

આ કહેવતને પુન પુન સ્મરીને ભૂત્યા ત્યાથી ફરી ગણીને તમારા મનમા દયાના વિચારોને ધારી વચન કા યથી કોઈ જીવને દુખ થાય નહિ એવી પ્રવૃત્તિ કરશો તો અતે નિવૃત્તિ મળશે

દયા, સર્વ ધર્મનુ મૂળ છે જ્યા દયા નથી ત્યા ધર્મ નથી જે અન્ય મનુષ્યોના હૃદયમા દયા હોય તેઓ, અન્ય ઉપર ક્રોધ કરે નહિ તેમ અન્ય જનની નિન્દા પણ કરે નહિ દયાની પરિપૂર્ણતા પ્રાપ્ત થવાથી આત્મા પરમાત્મ પદને પ્રાપ્ત કરે છે, કોઇ પણ મનુષ્યને ગાળ દેવાથી તેનુ હૃદય બહુ દુખાય છે તેથી તે જીવના આત્માને દુખવવો

વિશેષ કહેવાનુ છે કે વૈષયિકઆહ્લાનન્દથી ભિન્ન સત્ય આત્માનંદ જ આદરવા યોગ્ય છે માટે બાહ્ય વિષયના આનંદમા ખુશ ન થતા અન્તરના આનંદને પ્રાપ્ત કરવા પ્રયત્ન કરશો આન્તરિક આનદ પ્રાપ્તિનુ કારણ મૈત્રીભાવના દ્વારા આત્મધ્યાન જ છે

હે મિત્રો ! તમારા પશુઓ, તમારા નોકરો અને તમારા પાળેના પખીઓને આત્મા એક સરખો છે વ મનુષ્યાદિ આત્માઓના શુદ્ધ સ્વરૂપપ્રતિ દૃષ્ટિ દેઇએ તો પ્રત્યેક આત્માઓ એક સમાન છે કોઇ આત્મા ઉચ્ચ કે નીચ નથી ઉચ્ચ અને નીચપણુ કર્મજનિત સમજી કોઇને નીચ દુર્જન આદિ શબ્દો કદી દુ ખવશો નહિ, કર્મયોગે ઉચ્ચત્વ અને નીચપણુ પ્રત્યેક જીવને પ્રાપ્ત થાય છે માટે પુન પુન હૃદયમા વિવેકદૃષ્ટિથી વિચારી સર્વ જીવોપર સમાન બુદ્ધિથી દેખી સર્વનુ ભલુ કરવાની બુદ્ધિ ધારી મૈત્રીભાવનાની પુષ્ટિથી આત્માનંદ સાધશો

ચોર નફ્ટ, લુચ્ચા પાખડી, બદમાશ, પાપી, દુષ્ટ, દુર્જન નિર્દય, કપટી, હરામી, વગેરે શબ્દોથી તમો અન્ય જીવોની લાગણી કદી દુ ખવશો નહિ તમો એવા ખરાબ શબ્દો બોલીને બીજાનુ ભલુ કરી શકનાર નથી તેમજ

એવા ખરાબ શબ્દોથી ઉન્નત લોકો બોલનાર ઉપર શુદ્વેષ અને ક્રોધની લાગણીથી નથી જોતા ! હા અપ્રમત્ત જુવે છે જ્યારે એમ છે ત્યારે તમો ભૂલ્યા ત્યાંથી ફરી ગણીને મિષ્ટ શબ્દોથી મનુષ્યપ્રતિ વર્તન ચલાવશો તો મૈત્રીભાવ નાની પુષ્ટિ થશે

અસંખ્ય રાજા, ચક્રવર્તિ, શેઠ, વગેરે થઇ ગયા અને થશે, કોઇ જગતમા અમર રહેનાર નથી, વૃથા અહત્વ અને મમત્વભાવથી તમારા આત્માને દુર્ગતિ કૂપમા નાખો છો, મિત્રજીવો ! તમારી મૂળસ્થિતિ જે બાહ્યમા દેખાય છે તે નથી તમો આત્માઓ છો તમારૂ સ્વરૂપ ઓળખો તમારા સ્વરૂપને ઓળખતા સર્વજીવોના નજીક સમ્બધમા તમો આવશો, જાણીને આચારમા મૂકવાથી તમારી ઉન્નતિ તમો કરી શકશો

હે ભવ્ય આત્માઓ ! તમો અનેક પ્રકારના જુદા જુદા દેહમા રહી ગતિયોગ્ય પ્રાણોને ધારણ કરો છો ભૂતકાળમા તમારા પ્રાણને દુભવ્યા હોય, વર્તમાનમા દુભવતો હોઉ તો તેની ક્ષમા ઇચ્છુ છુ ભવિષ્ય કાળમા કોઈ પણ જીવને અશાતા ઉત્પન્ન કરવાનો મારો પરિણામ નથી

હે જગતના જીવો ! તમો મારી તરફ ગમે તે ભાવથી

જુઓ, મારે તો શુદ્ધ વિચારદ્વારા આત્મોન્નતિમાં વર્તી તમારા સંબંધી એક પણ ખરાબ વિચાર કરવાનો નથી, અને સ્વભાવે આત્માનો પ્રકાશ એજ ઉત્તમ ફળ ગણું છું.

જગતમાં કર્મયોગે વસનારા જીવો !! ઉપકાર ક્ષમા અને અપકારક્ષમાના કરતાં ધર્મક્ષમા ઉત્તમ જાણશો. ક્ષમાના ભેદોનું સ્વરૂપ સદ્ગુરૂગમદ્વારા સમજી આત્મકલ્યાણમાં પ્રવૃત્ત થશો, ખરેખર આત્મોન્નતિનો સરળ ઉપાય ધર્મક્ષમા છે.

જગતના જીવો !! તમે સર્વ મારા મિત્રો છો, તમારૂં હિત ચિંતવવું તે મૈત્રીભાવના તમારા પ્રતિ નિષ્કામભક્તિથી રાખું છું.

**પરસ્પરોપગ્રહોજીવાનામ્**, જીવોને પરસ્પર ઉપકાર છે. જગજ્જીવોનો પણ આ આત્મા ઉપર ઉપકાર થયો, થાય છે અને થશે, માટે મારે પણ સર્વજીવ પ્રતિ ઉચ્ચ ભાવના રાખવી એવો મૈત્રી ધર્મ છે. તમારા પ્રતિ રાખેલી ઉચ્ચ ભાવનાનું ફળ મને થાય છે અને તેથી હું ઉચ્ચ કોટી ઉપર આવું છું. રાગ અને દ્વેષરૂપ નીચ ભાવનાથી ભવ્ય જીવો, નીચ કોટીમાં પ્રવેશ કરે છે. માટે સત્તાથી સિદ્ધ સમાન વ્હાલા જીવો " તમો નીચ ભાવનાથી નીચ કોટીમાં છો. માટે મિત્રની હિત શિક્ષા હૃદયમા ધારણ કરી રાગદ્વે-

પના વિચારોને મનમાથી દૂર કરો પરસ્પર એક બીજાની સાથે ભાતૃભાવથી વર્તો, ભાતૃભાવને ધાર્યા વિના તમારા હૃદયમા સમતા ઉત્પન્ન થવાની નથી સર્વજીવોને પોતાના સમાન ધર્મવાળા જાણી વૈરઝેરના અશુભ બધનોનો નાશ કરો, કોઈ કોઇનો શત્રુ નથી કર્મયોગે સુખ દુખ થાય છે કોઈ તમારુ બગાડવા સમર્થ નથી જો પુણ્યનો ઉદય હશે તો તમારો કોઈ વાકો વાળ પણ કરવા સમર્થ નથી શુભાશુભ કર્મના યોગે બીજા જીવો તો સુખ દુખમા નિમિત્ત માત્ર થાય છે માટે કોઇને શત્રુ ધારશો નહીં કોઇ જીવ તમારૂ ભૂડુ કરે છે તેમા તેનો વાક નથી પણ તેના આત્માને પીડનારી કુમતિનો વાક છે, જેમ કોઈ મનુષ્યને ભૂત આવ્યુ અને તે નાચવા કુદવા લાગે, ગાળો ભાડે, કોઇનુ વાસણ ભાગી નાખે તેમા પેલા ભૂતનો વાક છે, તેમ મનુષ્યને રાગદ્વેષ થાય છે તેમા મોહરૂપ ભૂતના રાગદ્વેષ પુત્રોનો વાક છે, પણ મનુષ્યના આત્માનો વાક નથી માટે ભવ્યાત્માઓ ! વિચાર કરો કે તમો કોના ઉપર ક્રોધ કરો છો? આત્મા ઉપર તો ક્રોધ કરવો યોગ્ય નથી કારણ કે તેનો તો શુદ્ધ સ્વભાવ છે, રાગદ્વેષના ઉપર ક્રોધ કરો તો તેના રાગદ્વેષનો ક્રોધ કરે છે તેમાજ રાગદ્વેષ ભર્યા છે, માટે પોતાને લાગેલા

ખાણોમા ઉતરો છો સુખને માટે બીજાની ગુલામગીરી
કરો છો સુખને માટે જ્યા ત્યા ભટક્યા કરો છો સુખને
માટે નદીમા રહો છો સુખને માટે બીજાના મસ્તક કાપી
દઇને દેશવટો આપો છો, સુખને માટે વ્યભિચાર કર્મ કરો
છો સુખને માટે અનેક પ્રકારના વિકલ્પ સકલ્પ કર્યા કરો
છો સુખને માટે રાજાની ગુલામગીરી કરો છો સુખને
માટે ટાઢમા કામ કરો છો સુખને માટે સ્ત્રીના પગે પડો
છો સુખનેમાટે તમે તેના વખાણ કરો છો સુખને માટે
વિશ્વાસઘાત ચોરી વગેરે અપકૃત્યો કરો છો સુખને માટે
શરીરને તોડી નાખો છો ઘડી નિરાંતથી થાક પણ લેતા
નથી જરા નિરાંતથી ખાતાપણ નથી, પણ તમે જરા
મનમા વિચાર કરો કે સુખ ક્યા રહે છે, જડમા રહે
છે કે ચેતનમા ? જો જડમા સુખ નથી રહેતું, તો જડ
વસ્તુઓની પાછળ પડી તેમાથી સુખ લેવા માટે નાહક ધમ
પછાડા કેમ મારો છો જરા વિચાર કરો અન્તરમા જોવો
સુખ તો આત્મામા રહ્યુ છે અને આત્મા શરીરમા તનમા
તેની પેઠે વ્યાપી રહ્યો છે માટે ભ્રાંતિનો ત્યાગ કરી
આત્મામા સુખ શોધો, આત્મામા સુખ છે એમ શ્રદ્ધા
જાણીને તમો જડમા ઇષ્ટપણાની બુદ્ધિ છે તેનો ત્યાગ કરો

આત્માનું ધન આત્મામાં છે, અન્યમાં શોધો ' પરમ નિધાન પરગટ મુખ આગલે, જગત ઉલંઘી જાય.' આ કહેવતનો પરમાર્થ સમજી અન્તર્મુખ દૃષ્ટિ કરીને સત્યશુદ્ધિ શોધો. અનન્તશક્તિનો સ્વામી સત્તાએ ગણો તે પરમાત્મા પોતાનું સ્વરૂપ પ્રગટ કરશે અને એવંભૂતનયની અપેક્ષાએ શુદ્ધ થશે. અનન્ત જીવો આ પ્રમાણે અન્તર્મુખ દૃષ્ટિવાળા સિદ્ધ થયા, થાય છે અને થશે.

હે ભવ્યાત્માઓ! અન્તર્મુખ દૃષ્ટિવાળા બનો. પોતાના શુદ્ધસ્વરૂપમાં રમણ કરો તો આત્મનિદ્રાની પેઠે આ દેખાતી જગત તેમજ દેહાધ્યાસ પણ ભૂલાશે.

ભવ્ય જીવ મિત્રો! તમો કોઈ પણ જીવ ઉપર ઉપકાર કરો તો માગો કે જીવ મારા પ્રતિ નમ્ર રહે, વા મારા ઉપકાર તળે દબાય, વા મારું તે મારું કરે એવી સમજ હૃદયથી નહિ કરતાં નિષ્કામવૃત્તિથી અન્યજીવોનું ભલું કરતાં પરમાત્મમાર્ગ પ્રગટ કરશો. ધારો કે મારું ભલું કરશે, એવી બુદ્ધિથી કોઈને તમે લક્ષ્મી ખર્ચી જમાડ્યો. પશ્ચાત્ તમારા અને એના વિચારમાં મતભેદ પડ્યો. તમારું કહેલું વચન તેણે સ્વીકાર્યું નહિ ત્યારે તમે તેના ઉપર ગુસ્સે થાઓ છો અને બબડો છો કે ભોગ લાગ્યા કે મેં એને જમાડ્યો.

નકામો મારી લક્ષ્મીનો વ્યય થયો. એમ વિકલ્પસંકલ્પ કરી પશ્ચાત્તાપ કરો છો અને ઉપકારનું ફળ હારી જાઓ છો, માટે સામો ઉપકાર લેવાની બુદ્ધિ આદિ સકામવૃત્તિ નહિ રાખતાં નિષ્કામવૃત્તિથી કોઇને ધન ખર્ચી ભણાવશો અને તે કદાપિ તમારા કોઇ વખતે સામો થાય તો પણ તમારા મનમાં કાંઇ પણ આવશે નહીં અને તે પ્રસંગે વિચાર કરશો કે મેં તો મારૂં કાર્ય બજાવ્યું, એ જીવના ખરાબ વિચાર થાય, વા મારા સામો થાય તેમાં તેની ભૂલ છે. એ પણ ભૂલ કોઇના સહવાસથી વા આત્મજ્ઞાનથી તેની છૂટે અને એ જીવ ઉચ્ચ કોટી ઉપર આવો, એમ વિચાર કરવાથી ઉપકારી જીવ નિષ્કામવૃત્તિથી અંતર્મુખ દૃષ્ટિવાળો અનંત શક્તિયોનો પ્રકાશ કરવા સમર્થ થાય છે. જલપંકજવત્ અંતરથી ન્યારા રહી સંસારનાં કાર્ય કરતાં છતાં પણ પ્રતિદિન ઉચ્ચ કોટી ઉપર ચઢશો અને પરમાત્માની સંપૂર્ણ કળાને પ્રગટ કરશો, આ કુંચી તમારા હાથમાં છે, વિચારથી આચારમાં ક્ષણે ક્ષણે પ્રવૃત્તિ કરો.

હે ભવ્યમિત્રો ! આત્મસુખની પ્રાપ્તિ કરવા પ્રયત્ન કરો. બાલભાવમાં માંકડાની પેઠે કૂદતી એવી મનોવૃત્તિને કબજે કરો. આત્મજ્ઞાનથી સ્વાત્મ સામર્થ્યના વેગથી ક્ષણે

કાર્ય કરતા પણ સર્વ જીવો મારા આત્મસમાન છે, માટે તે મારા ચૈતન્યશક્તિથી સમાન જાતીય બંધુઓ છે, એવો ઉચ્ચભાવ ધારણ કરો ખરેખર પરમાત્માની સંપૂર્ણ સ્થિતિને પ્રાપ્ત કરવાનો આ સરળ ઉપાય છે—

હે જીવમિત્રો ! ! તમે જગતને જેવી દૃષ્ટિથી દેખશો તેવુ તે દેખાશે, શોકવાળા પુરૂષને શોકવૃત્તિથી જગત શોકમય ભાસે છે, વિરહી સ્ત્રીને વિરહવૃત્તિથી જગત વિરહમય લાગે છે ક્ષણિક વૃત્તિની ભાવનાથી જગત ક્ષણિક લાગે છે, જેવી વૃત્તિ તેવુ જગત ભાસે છે જેવી દૃષ્ટિ તેવુ જગત દેખાય છે, ધતુરો પીનારને જગત પીળુ ભાસે છે, નિર્મળ આંખવાળાને જેવુ જગત હોય છે તેવુ ભાસે છે, લાલ, ઉદા પીળા, આદિ ઉપાધિવાળા ચશમાથી દેખતા પદાર્થનો ભાસ પણ ઉપાધિમિશ્રિત થાય છે, તેમ રાગ અને દ્વેષાદિ ઉપાધિથી દેખનારને જીવો પણ ઉપાધિમિશ્રિત દેખાય છે, માટે સમતાભાવ ધારણ કરી શુદ્ધનિશ્ચયનયની દૃષ્ટિથી સર્વ પદાર્થોનુ સ્વરૂપ જોશો તો જેવા પદાર્થ હશે તેવા દેખાશે, તેમ જગતજીવો પણ સર્વ નિર્મલ દેખાશે, અને તેથી રાગદ્વેષની ઉપાધિનો નાશ થશે અને અંતે કેવલજ્ઞાન અને કેવલ દર્શનને પ્રાપ્ત કરી સચ્ચિદાનંદ-

સુખના ભોક્તા બનશો અને સાદિઅનતમે ભાગે મોક્ષ સ્થાનમા વાસ કરશો

હે ભ વો સમ જશો કે, આત્મા તેજ પરમાત્મારૂપ છે પોતાના શુદ્ધ સ્વરૂપનુ ધ્યાન કરતા સર્વ કર્મ બળી ભસ્મીભૂત થતા પરમ મહોદય સ્વરૂપી આત્મા થાય છે કહ્યુ છે કે—

**अयमात्मैव चिद्रूप, शरीरी कर्मयोगत ।।**
**ध्यानाग्निदग्धकर्मातु, शुद्धाऽऽत्मा स्यान्निरजन ॥१॥**

આત્મા કર્મના યોગે ઔદારિક, વૈક્રિય, આહારક તૈજસ અને કાર્મણ શરીરને ધારણ કરે છે ધ્યાનરૂપ અગ્નિથી જ્યારે અષ્ટકર્મને બાળી નાખે છે ત્યારે તે નિરજન પરમાત્મા કહેવાય છે

તમો સર્વજીવો સત્તાએ પરમાત્માઓ છો તેથી કર્મ રજ દૂર થતા પોતે પરમાત્મસ્વરૂપે પ્રકાશો છો તમારી શક્તિનો પ્રકાશ જેમ જેમ તમે આત્માભ્યાસ વધારો છો તેમ તેમ વૃદ્ધિ પામે છે

હે ભવ્યાત્માઓ ! તમો ત્રણભુવનમા સુખનેમાટે પરિભ્રમણ કરશો તોપણ તમને સુખ મળનાર નથી તમારા

આત્મામાંજ સુખ છે, ત્યાં શોધો, તમારા અન્તર્માં ચિદાનંદ આનંદઘન અને મહાવીરના સદ્‌ગુણો ભર્યા છે. સદ્‌ગુણો ખીલવ્યા ખીલે છે. જ્ઞાન, દર્શન, ચારિત્રવીર્યાદિ અનંત ગુણનો ભંડાર આત્મા છે. આત્મજ્ઞાન થતાં ભ્રાંતિ ટળશે અને તમારી ઋદ્ધિ તમને મળશે.

હે પ્યારા, ચૈતન્ય શક્તિના અધિકાતાઓ, તમો સર્વત્ર શુદ્ધ ભાવનાથી દેખ્યા કરો, તમારી શુદ્ધ ભાવના અલ્પ સમયમાં તમને પરમાત્મ દર્શન કરાવશે, પોતે મૂળ સ્વભાવે આત્મા શુદ્ધ છે તેવો પ્રગટપણે થાય એમાં શું આશ્ચર્ય છે? આશ્ચર્ય તો એ છે કે, પોતે ચેતન છતાં જડ વસ્તુનો સંગી થઇ પોતાનું ભાન ભૂલ્યો, પોતાના સ્વરૂપનું જ્ઞાન થતાં જડ વસ્તુથી આત્મા ભિન્ન થાય તેમાં કંઇ પણ આશ્ચર્ય નથી. અનંત જીવો જડકર્મને દૂર કરી શુદ્ધ સ્વરૂપી થયા છે અને તેમ આપણે પણ થઈ શકીએ.

શુદ્ધ ભાવના અને અશુદ્ધ ભાવના એ બે ભાવનામાંથી ગમે તે પ્રકારની ભાવના તમે ભાવી શકો, વિષ અને અમૃત બે પાસે છે. એમાંથી ગમે તે તમે પી શકો. તમારૂ આત્મબળ જે જે અંશે ઉત્પન્ન થયું છે તેને તમે ધારો તે સારી અને ખોટી ભાવનામાં વાપરી શકો. ઇન્દ્ર

અને ચક્રવર્તિની બાલ્યસપત્નાના કરતા તમારી પાસે અનં તગણી અનંત ઘણી રૂદ્ધિ છે તે ઋદ્ધિને જો તમો પ્રગટ કરવા ધૈર્યથી પ્રયત્ન કરે। તે। અંતે સંપૂર્ણ ઋદ્ધિના ભોક્તા બની શકે। સુખ આત્મામા રહ્યુ છે છતા અજ્ઞાનથી તમે દેખી શકતા નથી તેમા તમારી ભૂલ છે શા માટે સદ્ગુરૂઓ શોધી કાઢતા નથી ? શા માટે તેમારે અંતકરણથી પ્રયત્ન કરતા નથી તમારા અંતઃકરણના પ્રયત્નવિના તીર્થંકર ભગવાન્ પણ તારી શકે નહીં તમે પ્રયત્ન કરશો તો તે પ્રયત્ન તમને ઉચ્ચ કોટી ઉપર મૂકશે આપ સમાન બળ નહીં અને મેઘ સમાન જળ નહીં પોતાના સામર્થ્યને એક નાનુ બાળક એકેક ઘુંટતાં ઘુંટતા એક નું બધુ વધારે છે તેથી તે એક મોટો પ્રોફેસર થઈ શકે છે સારી અગર ખોટી ગમે તે વસ્તુ પ્રાપ્ત કરવા તમે ધારો તો તેને પ્રાપ્ત કરી શકો છો મંત્ર ગણીને દેવતાને પ્રત્યક્ષ કરી શકો કોઇ લબ્ધિના યોગે ધારો તે કરી શકો ત્યારે હવે તમે વિચાર કરશો તો માલમ પડશે કે શુદ્ધ અગર અશુદ્ધ બેમાથી ગમે તે પ્રકારનુ સામર્થ્ય વધારવુ હોય તો તમે વધારી શકો શા માટે ત્યારે હવે શુદ્ધ સામર્થ્ય વધારતા નથી

જો તમે પોતાના આત્માને નીચ ગણશો, ક્રોધી છુ,

કપટી છું, વ્યભિચારી છુ, મહાદોષી છુ, પાખંડી છું, નિર્ધન છુ, મોહી છુ, દ્વેષી છુ, ઈત્યાદિ અશુદ્ધપર્યાયમય પોતાના આત્માને ભાવશો તો તમારો આત્મા તમને તેવો ભાસશે વસ્તુતઃ જો વિચારશો તો માલુમ પડશે કે, ક્રોધ એ મારો ધર્મ નથી ત્યારે ક્રોધને મારો કેમ ગણુ ? ક્રોધથી હું ભિન્ન છુ કપટથી ભિન્ન છુ વ્યભિચારથી ભિન્ન છુ દોષથકી રહિત છુ મારા શુદ્ધસ્વરૂપમા પાખંડ છેજ નહી તો કેમ આત્માને પાખંડી કહું ? અશુદ્ધ ધર્મનો આરોપ કરી અશુભ ભાવનાથી મારા આત્માને કેમ નીચ ગણુ ? નીચ ભાવનાથી મારો આત્મા નીચ થાય છે, અને ઉચ્ચ ભાવનાથી આત્મા ઉચ્ચ થાય છે, માટે એમ ભાવના કરવી કે હું કદી પાખંડી છુજ નહી તેમજ કદી નિર્ધનની ભાવના કરવી નહીં, જ્ઞાનાદિ અનંત ધનનો સ્વામી આત્મા છે, તેને કેમ નિર્ધન ગણાય ? એમ નથી તેથી નિર્ધન આત્માને નિર્ધન છે એમ કહે તો તે સત્ય નથી કારણ કે સોનુ રૂપુ વિગેરે પુદ્ગલ ધનથી તો આત્મા ત્રણ કાલમા ધનવાન્ છેજ નહી, જડ વસ્તુને ધન કેમ કહેવાય ? વ્યવહારમા જગતના લોકો ભ્રાંતિથી નમે તેમ કરો, પણ જ્ઞાનીઓ તો જ્ઞાન દર્શન ચારિત્ર, વીર્યાદિગુણને જ ધર્મ કહે

નાશી, આત્મા તમારા પ્રત્યેકના શરીરમા ભિન્ન ભિન્ન છે, શરીરમા તે કાષ્ટમા અગ્નિની પેઠે સતાઇ રહેલ છે, જેના વડે તમે સમજી શકો છો, સારૂ ખોટુ પારખી શકો છો તે આત્માને ઓળખો, શરીરમાજ છે, તેનું રૂપ જુઓ શ્રી વીર પરમાત્માએ તેનું યથાર્થસ્વરૂપ વર્ણન કર્યું છે, તેમના વચન દ્વારા અંતરમા શોધો, જે જ્ઞાનવડે તમે આત્માને શોધવા ધારો છો, તે જ્ઞાન પણ આત્માના અસખ્યાત પ્રદેશોમા રહે છે, પોતે જ્ઞાતા છે, અને પોતેજ જ્ઞાનમા જ્ઞેયરૂપે ભાસે છે, મનુષ્ય જન્મમા આત્માનું સ્વરૂપ પ્રાપ્ત કરવાનો સમય છે, આત્મામાં ધર્મ છે પણ જડ વસ્તુમા ધર્મ નથી ગગા, ગોદાવરી, કાશી, પ્રયાગ, યમુના વિગેરે ઠેકાણે ભટકવાની શી જરૂર છે? જલ અને માટી તીર્થ નથી આત્મા તેજ તીર્થ છે, અનંત શક્તિના સ્વામી તમે પોતે જ છો પોતાનાથી ભિન્ન આત્મા નથી, કર્મ આવરણનો પડદો ચીરી નાખી આત્માનું દર્શન કરો!! દર્શન કરો! દર્શન કરો!

હે ભવ્યો, વીજળી, તાર વિગેરે સ્વતા પણ આત્માનું સામર્થ્ય અનનગણુ વિશેષ છે આત્માના સામર્થ્યની તુલના થઈ શકતી નથી, અનત બળનો ધણી આત્મા છે આત્મવીર્યના બે ભેદ પડે છે, એક ક્ષયોપશમભાવજન્ય

આત્મવીર્ય અને બીજાું ક્ષાયિકવીર્ય, તેમાં ક્ષયોપશમવીર્ય લે-શ્યાનાસંગે પરિણમેલું તે મતિ ઉપયુક્ત થવાથી અભિસંધિ-જ વીર્ય કહેવાય છે, તેનો બાહ્યભાવમાં પરિણામ થવાથી અનેક કર્મ ગ્રહણ કરે છે, અને તેજ વીર્ય, સમકિતભાવે મતિજ્ઞાનદ્વારા શુદ્ધ સ્વભાવમાં પરિણમે છે, તો અનંત કર્મ વર્ગણાને ખેરવી ઘાતીકર્મનો નાશકરી પરમાત્મપદ પ્રગટાવે છે, આત્માના અસંખ્યાતપ્રદેશ છે, એકેકપ્રદેશે અસંખ્યાત વીર્ય વિભાગ છે, આ અધિકાર **કમ્મપયડી** ગ્રંથમાં યોગસ્થાનક વર્ણનમાં કહ્યો છે, ક્ષયોપશમભાવી-ય વીર્ય અસંખ્યાત છે. તે યોગ રૂપ હોવાથી તેવડે કર્મ પુદ્ગલના સમૂહને આત્મા ખેંચે છે. જેવા પ્રકારની યોગ બળ શક્તિ બાહ્ય ભાવમાં ચંચલતા યોગે પરિણમે છે તેવા પ્રકારનો કર્મ ગ્રહણ થાય છે, અને ક્ષયોપશમીય વીર્ય શક્તિ દ્વારા અંતરમાં ધ્યાનથી ઉતરી યોગની ચંચલતાને રૂંધી સ્થિરોપયોગમાં દશમાદ્વારે રમે, ત્યાં નિશ્ચલતા ધ્યાનથી જેટલા પ્રમાણમાં રમણતા કરે તેટલા પ્રમાણમાં કર્મવર્ગણાઓ ખરતી જાય છે. આત્માના ગુણો તે તે અંશે નિરાવરણ થઇ પ્રકાશ કરે છે. આનંદઘનના શ્રી સુમતિનાથના સ્તવનમાં જ્ઞાનવિમલ સૂરિ દશમાદ્વારે આત્માને સ્થિર કરવાનું કહે છે.

એમ ધ્યાન વીર્યશક્તિ યોગે મતિજ્ઞાનના સ્થિર ઉપયોગથી આત્મસ્વરૂપમો સ્થિરતા થવાથી આત્મામા કર્મની વર્ગણા એ પેશી શકતી નથી, અને ધ્રુવતાના યોગે આત્માના સુખનો અનુભવ આવે છે, તેમજ શુકલધ્યાન દ્વારા ઘાતી કર્મ ખપાવી આત્મા અનત શક્તિ પ્રાપ્ત કરે છે ક્ષાયિક ભાવીય અનત વીર્યશક્તિ છે તે પુદ્ગલમા પરિણમતી નથી આત્મા, કર્મથી દૂર થાય છે **સર્વ સગપરિત્યાગની** અત્ર સ્થિતિ છે, આવી આત્મશક્તિ આત્મામા ગુપ્ત રહી છે, અરણિમન્થનુ મથન કરતા જેમ અગ્નિ પ્રગટ થાય છે તેમ આત્મધ્યાન સ્થિરતાથી અનત વીર્ય શક્તિ પ્રગટ થશે અતરમા શોધો આત્મશ્રદ્ધાથી સ્વસ્વરૂપમા સ્થિર રહો

હે આત્માઓ ! પર પુદ્ગલ દશાના યોગે તમે પરતત્રતાની બેડીમાં પડયા છો, અને તેથી સસારી કહેવાઓ છો, પરપુદ્ગલ રમણતાના યોગે અનત અનત કર્મની વર્ગણાઓ સમયે સમયે ગ્રહણ કરો છો, અને તેથી ચોરાશી લાખ જીવયોનિમા અનતિવાર ભટકવુ પડયુ હજી પણ ભવ્યાત્માઓ ચેતો !! ગયો વખત પાછો આવનાર નથી, આજકાલ કરતા આયુષ્ય પૂરે છે પરતત્રતાની બેડીમા રાજા રાણા બાદશાહ ચક્રવર્તિ સુરપતિ પણ પરતત્ર છે, સ્વ-

તંત્ર નથી, જ્યાસુધી પોતાના આત્માને સ્વામી કર્યો નથી, ત્યાસુધી ચક્રવર્તિ સુરપતિ પણ અનાથ છે, રાગદ્વેષરૂપ મહા મલ્લોએ આત્માને કબજે કર્યો છે એવાઓ ભલે શેઠ, રાણા, બાદશાહ કહેવાય, પણ તેઓ પરભાવમા વિશેષ મગ્ન હોવાથી વિશેષ પરતંત્ર છે કેદમા પડેલા મનુષ્યો જેમ પરતંત્ર છે તેમ રાજા પણ પરતંત્ર છે પચેન્દ્રિયની પરતંત્રતા જે ભોગવે છે તે કદી સુખી હોતા નથી, ઇન્દ્રિયોના આધીન જેતુ સુખ છે તે પરતંત્ર કહેવાય છે વિકલ્પ સકલ્પવાળા મનના કબજામા જે પડેલા છે તે પણ બહુ પરતંત્ર છે, ચાર ગતિમા પરિભ્રમણ કરાવનાર મન છે મૂળતો વાનરના કરતા અતિ ચચળ મન છે અને તેને મોહરૂપ દારૂ પાયો, અને તેને સ્વેચ્છારૂપ નિસ્સરણી આપી ત્યારે તે કુદવામા ખામી રાખે નહીં એવા મનના વશમા રહેલા શેઠીયાઓ રાત્રીદિવસ હાયવરાળ કરે છે, દોડે છે, ભમે છે, હસે છે, રૂવે છે, ખુશી થાય છે, વળી તેના ચચળ મનના તાબે રહેનાર રાજાઓ દોડાદોડ કરી મૂકે છે, અભિમાનના છાકમા પદ્ધા તના મોતે છે પ્રજા ઉપર અનેક પ્રકારના જુલમ કરે છે મામ ખાય છે, અને જાણે છે કે અમે સ્વતંત્ર છીએ પણ તે મનના ટશ પડી પામર જેવી દશા ગાળે છે, એ વાત તેઓ

ભૂલી ગયા છે, અનંત શક્તિનાગ્રા આત્માઓ કર્મના યોગે પરતંત્રતાની બેડીમા પડેલા છે પરતંત્રતાની બેડીમાથી છૂટ ક્વાના અનેક ઉપાયો ગુરુ મહારાજ બતાવે છે જે જીવો સદ્દગુરુના વિશ્વાસથી સદુપાયો સેવે છે તે કર્મરૂપ બેડીનો નાશ કરી સ્વતંત્ર થાય છે સ્વતંત્ર થઈ એક ઠામમા રહે છ તેો કોઇ જાતની ઈ ગ નગતી નથી એવી અવસ્થામા તે સિદ્ધ કહેવાય છે તેવી સ્વતંત્ર અવસ્થા મેળવો

આત્મશક્તિ પ્રગટ કરવાના ઘણા પુસ્તક વાચીએ છીએ સાભળીએ છીએ ત્યારે મનમા એમ આવે છે કે સર્વ શક્તિયોનો નાશ થાય તો સ રૂ ણ વાચ્યા અને સાભળ્યા બાદ આત્મશક્તિઓનો નકાશ કરવાો કઈપ્રા વામા આવતું નથી

આ મશક્તિઓનો નકાશ માટે
ભાવના રાખવી ઞ તમુ
થતુ ઉપાધિનો નાશ કરવે
ઉપાયે ને આચારમા મૂક્વ
યેાો નકાશ થાય છે
ની સિદ્ધિ થાય છે અને
શક્તિયો પ્રગટાવી છે હા

પ્રગટશે, આત્મા ધારે તે કરી શકે છે, આત્મપ્રયાસ જેના સન્મુખ થાય છે તેની તે સિદ્ધિ કરે છે, ભાગેના ટાગીએ, દીન મુખે સદુપાયોને સેવવામા આવે તો આત્મશક્તિયોનો પ્રકાશ શી રીતે થઈ શકે? આત્મોત્સાહ, આત્મપ્રેમ અને ધૈર્યથી સદુપાયોને સેવવા જોઇએ મદુપાયોથી સર્વ શક્તિયો પ્રગટ થશે, સમનાના ફળ મીઠા છે, હળવે હળવે સર્વ થશે. વડના બીજથી એમ્દમ કઇ વડનુ વૃક્ષ મોટુ થતુ નથી, હળવે હળવે થાય છે, પૂર્વભવનો ઉદ્યમ હોય તો આ ભવમા વિશેષ સ્હાય મળે છે કોઇ માણુસે એક વખતે અડધો કૂવો ખોદેલો હોય તેને બીજનાર જ્યાથી કૂવો ખોદ વાનો બાકી હોય ત્યાથી ખોદવાની જરૂર પડે છે, અને એક મનુષ્યને પ્રારભથી કૂવો ખોદવો હોય તો વધારે કાળ લાગે છે, તેમ અત્ર પણ સમજી લેવ, ઘણા ભવના દઢ સસ્કાર વાળા જીવો સર્વ શક્તિયોનો પ્રકાશ થોડા કાળમા કરી શકે છે અને આ ભવમાજ જેણે મદુપાયોનો પ્રબલ આદર્યો છે, તેને ઉત્કૃષ્ટ આત્મવીર્યનો વેગ ન હોય તો વધારે વખત લાગે છે, જો કદાપી વાર લાગે તો મહપુરૂષે સમજવુ કે હજી વિશષ મદુપાયોનો વીર્યવેગથી ઉદ્યમ કરવો જોઇએ, ઉદ્યમી પુરૂષ અતે કર્મનો પરાજય કરે છે, અને આત્માની

आतमारे ममप्यारा, लागीरे तारी प्रीतडी वैरागी
योगीरे यतिजन तने ध्यावतारे आतमा—
गुणो अविनाशीयरा गायरे वैरागी आतमा०

અનતશક્તિના ભડાર હે આત્મા તુજ આરાધ્ય પૂજ્ય છે—આત્મશક્તિનુ અપરિમિત બળ ચઉદભુવનમા પ્રખ્યાત છે આત્માની અનત શક્તિનો ભોક્તા આત્મા છે શુદ્ધ નિશ્ચયનયથી સર્વ આ માઓ અનતશક્તિના ભોક્તા છે કર્માચ્છાદનથી સંસારીઆત્માઓ પરતત્ર છે જ્યારે કર્મનો નાશ થાય છે ત્યારે આત્મા સ્વતત્ર બને છે શુદ્ધ સ્વતત્રતાની પ્રાપ્તિ માટે હે ભવ્યાત્માઓ અનત શક્તિ ખીલવો પ્રતિદિન અભ્યાસથી આત્માની શક્તિ ખીલે છે, જેજે આત્માઓ સદ્ગુરૂગમ પામીને અભ્યાસ કરે છે તે તે આત્માઓ શક્તિયો ખીલવી શકે છે બીજના ચદ્રની પેઠે આત્માની શક્તિ ક્ષણે ક્ષણે વૃદ્ધિ પામે છે સપૂર્ણ કલાથી વૃદ્ધિ પામીને આત્મા લોકાલોકમા સદાકાળ પ્રકાશ કરશે, અ ય દેવતાઓને સાધીને વશ કરવામા જે પ્રયત્ન કરોછો તેટના પ્રયત્ન આત્મદેવની ... નહિ કોઇ બાબતની ખામી રહે ... છે આત્માની શક્તિ

આત્મશક્તિનો પ્રકાશ કરનારે યોગિરાજને દેવતાઓ પણ નમસ્કાર કરે છે. જેજે પુરૂષો ચમત્કાર દેખાડે છે, તે તે પુરૂષો આત્મશક્તિના કોઈ પણ અંશથી ચમત્કાર દેખાડે છે. ચમત્કાર ત્યાં નમસ્કાર. આ નિયમની ખાત્રી આત્મશક્તિપ્રકાશથી થાય છે. આત્મશક્તિની શ્રદ્ધાવાળાને આ બાબતનો અનુભવ થાય છે. આત્મશક્તિ શ્રદ્ધાથી સંયમમાર્ગમાં કઠિનિ પ્રવેશ થાય છે. ધ્યાનયોગનિષ્ઠસત્પુરૂષોના સમાગમથી આત્મશક્તિની શ્રદ્ધા વૃદ્ધિ પામે છે, જ્યાં સુધી આત્મશક્તિની પક્ત શ્રદ્ધા થઇ નથી અને તેનો પક્ત અનુભવ થયો નથી ત્યાંસુધી યોગીન્દ્રપુરૂષોની સંગત છોડવી નહિ, ખરેખર ખાત્રી રાખશો કે સર્વ શક્તિઓનું ગૃહ આત્મા છે.

સર્વ સાધનથી સાધ્ય આત્મસ્વરૂપ કરવાનું છે, બારભાવના, ચારભાવના, પંચમહાવ્રત શ્રાવકનાં બારવ્રત, જ્ઞાન, દર્શન; ચારિત્ર આદિથી સાધ્ય આત્માજ છે. આત્મજ્ઞાનથી આત્માનું અજ્ઞાન નાશ પામે છે, ભણવું, ગણવું આદિ ક્રિયાથી એ આત્મજ્ઞાન ન થયું તો ભણવાની ક્રિયાનિષ્ફલ છે,—વર વિનાની જાન જેમ શોભતી નથી. અને લુણવિનાનું ભોજન જેમ નકામું છે તેમ આત્મજ્ઞાન વિના ભણતરથી કંઈ સિદ્ધિ થતી નથી. કહ્યું છે કેઃ—

पढना गुणना सबहि जूठा, जब नहि आतम पिछाना,
घरविना क्या जान तमासा, हुण पण भोजनकुं खाना,
अलख देखमें बास हमारा, मायासे हम है न्यारा,
निर्मल ज्योति निराकार हम,हरदम हम ध्रुवका तारा.

આત્મજ્ઞાનથી કઈ આત્મશક્તિનો પ્રકાશ થતો નથી આત્મજ્ઞાનથીજ આત્મશક્તિનો પ્રકાશ થાય છે, આત્મ જ્ઞાનની તીનદશા છે તેજ ચારિત્ર છે અને તેથી કર્મનો ક્ષય થઇ જાય છે, કહ્યુ છે કે —

जं अन्नाणी कम्मं, खवेइ बहुयाहि वास कोडीहिं,
तं नाणीतिहिगुत्तो, खवेइ उसासमित्तेण ॥ १ ॥

આત્મજ્ઞાનથી ધ્યાન થાય છે, આત્મજ્ઞાનથી ધ્યાનની પરપરામા અનતસુખનો અનુભવ આવે છે, આત્મધ્યાન-માથી ચુકાય તોપણ પાછુ આત્મધ્યાન કરવુ જોઇએ આ-ત્મધ્યાનની સતતિ તુટે તોપણ આત્મભાવનાથી પાછી જ્ઞાનીપુરૂષ સાધે છે, કહ્યુ છે કે —

श्लोक.

आत्मानं भावयन्नाभि, र्भावनाभिर्महामतिः
त्रुटितामपि सधत्ते, विशुद्धध्यानसततिम् ॥ १ ॥

આત્મજ્ઞાનથી આત્મધ્યાન કરવું જોઇએ. ધ્યાન એ અંતરચારિત્ર છે. ધ્યાનીએ પુનઃ પુનઃ લક્ષ્યમાં આ વાત રાખવાની છે. તે એ છે કે, ક્રોધાદિક પ્રસંગે પણ હૃદયમાં ક્રોધ ધારણ કરવો નહિ. કારણ કે, ક્રોધ કરવાથી પૂર્વ કોઠી વર્ષ પર્યંત પામેલું ચારિત્ર નષ્ટ થાય છે.

**यतः जं अज्जियं चरित्तं, देवसूणापवि पुव्वकोडोए,**
**तंपि कसायमित्तो, हारेइ नरो मुहुत्तेण ॥ १ ॥**

કષાયને છતી શાંત દાંત આત્માની ઉચ્ચકોટિ પ્રાપ્ત કરવી જોઇએ. આત્માનું અનંતસુખનું આચ્છાદન કરનાર કષાય પડદો છે, તેને ભેદીને અનંતસુખના ભોગી થવું જોઇએ. સંકલ્પવિકલ્પની પેલી તરફ આત્માનું નિર્વિકલ્પ સ્વરૂપ છે. સંતપુરૂષો નિર્વિકલ્પસ્વરૂપનો અનુભવ કરી અનંતસુખ પ્રાપ્ત કરે છે.

સાનનયથી અને સપ્તભંગીથી આત્માની સવિકલ્પદશાનો અનુભવ થાય છે. આત્માના નિર્વિકલ્પ સ્વરૂપનો અનુભવ તો શબ્દસૃષ્ટિની પેલીપાર છે. સવિકલ્પદશામાંથી નિર્વિકલ્પદશામાં જવાય છે. સવિકલ્પ દશાના બે ભેદ છે, જ્ઞાનવાળી સવિકલ્પદશા અને ત્યાગ કરવા યોગ્ય બીજી અજ્ઞાનવાળી સવિકલ્પદશા. જ્ઞાનવાળી સવિકલ્પદશાના પણ ઘણા

ભેદ છે ગીતાર્થ મુનિરાજોના સત્સમાગમથી આ બાબતનુ
વિશેષ સ્વરૂપ સમજી શકાય છે નિર્વિકલ્પદશાનો કાળ
અલ્પ છે તેથી આત્મજ્ઞાનવાળી સવિકલ્પદશાનું અપ્રમત્ત
ભાવે સેવન કરવુ કે જેથી નિર્વિકલ્પદશામા પુન પુન
રમણતા થાય આત્મજ્ઞાનાર્થે સાતનય અને સપ્તભગીનુ
સ્વરૂપ સમજવુ જોઇએ સમ્યક્શ્રુતજ્ઞાનથકી સમ્યક્ત્વની
સિદ્ધિ થાય છે આત્મજ્ઞાનથી આત્મચારિત્રમા પ્રવેશ કરીને
અપ્રમત્તદશાનો અનુભવામૃતરસસ્વાદ યોગીયો ચાખે છે
જગત્માથી અને દેહમાથી અહ અને મમત્વનો અધ્યાસ છૂટતા
સ્વાભાવિકશાશ્વત સુખનો અનુભવ થાય છે શાશ્વતસુખના અનુ
ભવથી પૂર્ણશ્રદ્ધા પ્રગટે છે અને તેથી આત્મા વિના જડ
પદાર્થ ઉપર રૂચિ થતી નથી અનેક પ્રકારના કર્મના ઉદયે
સંકટ પડે તો પણ આત્મજ્ઞાની પૂર્ણશ્રદ્ધાના યોગે શુદ્ધ
સ્વરૂપથી ચલાયમાન થતો નથી તે શાતાવેદનીયના યોગે
અનેક પ્રકારની બાહ્યઋદ્ધિની પ્રાપ્તિ થાય તો પણ તેમા આત્મ
જ્ઞાની રાચતો માચતો નથી શાતાના અને અશાતાવેદનીયના
યોગોમા આત્મજ્ઞાની લેપાતો નથી આત્મસ્વરૂપમા આત્મ
જ્ઞાની લયલીન થઇ રહે છે ઔદયિકભાવના અનેક સયોગો
વચ્ચે પણ આત્મજ્ઞાની પોતાના સ્વરૂપમા ઉપયોગવડે રમે

છે. માટે સાતનય અને સપ્તભંગીથી આત્મજ્ઞાન પ્રાપ્ત કરવું જોઇએ, આત્મતત્ત્વોપાસક પ્રિય બંધુઓ ! મારા અને તમારા આત્માઓ એક સરખા ધર્મવાળા છે. તમારામાં અને મારામાં કશો ભેદ નથી. તમો અને હું ચૈતન્યધર્મવાળા છીએ. તમારા અને મારા શુદ્ધરૂપમાં કંઈ પણ ભેદ નથી. તમારી અને મારી સમાન જાતિ છે. તમારી અને મારી કર્મઉપાધિથી વિચિત્ર અવસ્થા દેખાય છે. તે કર્મજનિત વિચિત્ર અવસ્થાથી કંઈ મૂળરૂપમાં ભેદ પડતો નથી. આપણા શુદ્ધધર્મને સેવતાં કર્મોપાધિ દૂર થાય છે. તમો જ્ઞાનાદિ અનંત ગુણવાળા છો, અને હું પણ જ્ઞાનાદિ અનંત ગુણવાળો છું. તેથી હે આત્માઓ!! તમોને હું પ્રેમથી ભેટું છું. શુદ્ધ પ્રેમથી તમને ભેટતાં સહજાનંદની ખુમારી પ્રગટે છે. હે જીવો ! જીવત્વધર્મની અપેક્ષાએ તમારામાં અને મારામાં કંઇ છેટું નથી. હે ભવ્યાત્માઓ ! જેવું મારૂંરૂપ છે તેવુંજ તમારૂં રૂપ છે. જ્યારે શુદ્ધધર્મ તમારો અને મારો એક છે, ત્યારે તમો સર્વ જીવો મારા સત્ય મિત્રો છો. એમાં શું કહેવું. તમારી સાથે મૈત્રીભાવથી વર્તી આત્માની શક્તિયો પ્રગટ કરવાનો ઉપાય તમને બતાવું અને તમારા આત્મોપ્રતિ ભાવદયાથી વા ચૈતન્યભક્તિથી વર્તું એમાં હું કંઇ વિશેષ પ્રયત્ન કરતો

નથી મિત્રનો ધર્મ છે કે તમારા આત્માનુ શુદ્ધ સ્વરૂપ બતાવવુ અને તમોને ઉચ્ચ ભાવનાની કોટિમા પ્રવેશ કરાવવો **જગત્ સહુ મિત્ર મારા છે. મમત્વભાન વિસાર્યો છે.** એ મહાવાક્ય પરમ મૈત્રીભાવનાનુ સ્વરૂપ દર્શાવી મને આત્માઓપ્રતિ ઉચ્ચ દૃષ્ટિથી જોવાનું ન્હે છે ચોરાશી લાખજીવયોનિમા પરિભ્રમણ કરતા સર્વજીવો મારા મિત્ર છે એમ જાણતા હવે મારો કોઇ શત્રુ જણાતોજ નથી તેમજ મારૂ આત્મસ્વરૂપ બગાડવાને કોઇ જીવ સમર્થ નથી અજ્ઞાનાવસ્થામા જે મે શત્રુઓ ધાર્યા હતા, તે શત્રુભાવનો નાશ થયો છે કર્મના યોગે જીવો દુષ્ટ હોય તોપણ શુદ્ધનિશ્ચયથી જોતા તે જીવો દુષ્ટ નથીજ તેથી શુદ્ધ દૃષ્ટિથી જોવાનો મે અભ્યાસ પાડ્યો છે તેથી જીવો તો કોઈ દુષ્ટ લાગતા નથી કર્મજ દુષ્ટ છે એમ વિચારતા માલુમ પડે છે, તો પણ હવે તો એમ લાગે છે કે કર્મના ઉપર દોષદૃષ્ટિથી જોતા કઇ હિત થવાનુ નથી કારણ કે કર્મનો જેવો સ્વભાવ છે તે પ્રમાણે કર્મ પોતાનો ધર્મ બજાવે છે તેને દુષ્ટ ધારીને તેના ઉપર ક્રોધ કરવાથી કઈ તે પોતાનો દુષ્ટ ધર્મ મૂકી દેનાર નથી જીવ અને અજીવ કર્મ ઉપર દુષ્ટભાવથી જોવામા કઈ લાભ ભાસતો નથી માટે મે હવે શુદ્ધનિ

અપ નયદષ્ટિથી પુદ્‌ગલ અને જીવદ્રવ્યનું શુદ્ધસ્વરૂપ જોવાને અભ્યાસ પાડયો છે, તેથી દોષદષ્ટિની પ્રવૃત્તિનો પ્રતિદિન નાશ થતો દેખાય છે. અને હવે સર્વજીવો ઉપર શુદ્ધ પ્રેમભાવ સ્ફુરે છે, જેવુ મારૂં શુદ્ધ સ્વરૂપ દેખતા આનંદ થાય છે, તેવું શુદ્ધસ્વરૂપ સર્વજીવોનું હોવાથી સર્વ જીવોને દેખતા આનદ થાય છે અને તેથી સમભાવમા પ્રતિદિન વૃદ્ધિ થતી જાય છે, જડવસ્તુ ઉપર પણ સમભાવની દષ્ટિથી જોવાય છે. તેથી આત્માનુ આનદ જીવન પ્રકાશતું માલુમ પડે છે, વળી હે જીવો ! તમારામા અને મારામા એક સરખો અનંત ધર્મ હોવાથી તમારી અને મારી ઐક્યતા પ્રત્યક્ષ અનુભવમા આવે છે, તેથી મારા આત્માથી પેઠે તમારૂં પણ સદાકાળ હિત ચિંતવવું જોઇએ તમારા પ્રતિ મારે શુદ્ધનિશ્ચયની દષ્ટિથી જોવું જોઇએ, હે સર્વ જીવો ! ! તમે ગમે તે પંથ પાળતા હો, ષડ્ દર્શનમાથી ગમે તે દર્શનમા તમારો રાગ હોય તો પણ નિષ્કામમિત્રદષ્ટિથી મારે તમારા આત્માની શુદ્ધોન્નતિ કરવી જોઇએ તમારૂં મૂળ શુદ્ધ સ્વરૂપ જણાવવું તેજ મારૂ કર્તવ્ય છે ગમે તે વિચારવાળા તમે હોવ તોપણ મારી શુદ્ધ ક્ષમાપના ખરા અંતઃકરણથી જાણીને અને મિત્રભાવથી તમારી શુદ્ધદશાનો વિચાર

કરશો, માધ્યસ્થદૃષ્ટિથી વિચારશો તો મારી ક્ષમાપનામા રહેલુ રહસ્ય તમો સમજી શકશો, અને તમો પણ શુદ્ધક્ષમા પનાના અધિકારી થઇ ઉચ્ચકોટિ ઉપર આવશો, અને તમો પણ મારા ઉપર મૈત્રીભાવના રાખવાને યોગ્ય થશો, અને સર્વ જીવોને પણ મિત્ર ધારશો તમારો એક જીવમિત્ર નથી એ જીવ મિત્ર નથી, પણ જગતમા રહેલા અનન્ત જીવો તમારા મિત્રો છે એવી વિશાલદૃષ્ટિ થતા વૈરબુદ્ધિનો નાશ થશે, અને તેથી તમારૂં હૃદય ગગાના જલની પેઠે નિર્મલ થશે અને તમો સિદ્ધ બુદ્ધ પરમાત્મા થશો એમ વિશ્વાસબુદ્ધિથી માનશો

મન વચન અને કાયાના દુષ્ટવ્યાપારોથી હે જીવો ! તમારૂ અહિત કર્યું હોય તે સબધી મિથ્યાદુષ્કૃત દઉ છું. સવ્વસ્સવિ દેવસિઅ દુચ્ચિતિઅ દુબ્ભાસિઅ દુચ્ચિટ્ઠીય તસ્સ મિચ્છામિ દુક્કડં, મન, વચન અને કાયાથી હે જીવો ! તમારૂ શ્રેય કરવુ જોઇએ અહિસા પ૦ મો ધર્મ દયા મોટામા મોટો ધર્મ છે, આત્મવત્ સર્વ ભૂતેષુ ય. પશ્યતિ સપશ્યતિ આ નિયમને અનુસરી પોતાના સમાન સર્વ જીવોને દેખવા માટે અભ્યાસી બન્યો છુ અન્ય જીવોની આતરડી દુખવની ત્યા દયાનો પાઠ પૂર્ણ

પણે શી રીતે કહેવાય ? કોઇનું જરા માત્ર બુરૂ ઇચ્છવુ નહિ એવી વીરપ્રભુની વાણી પરમકરૂણામૃતનું પાન કરાવે છે પરજીવોનુ અશુભ ચિંતવતા પ્રથમ અશુભપરિણામ પોતાના હૃદયમા ઉત્પન્ન થવાથી પોતાનું અશુભ થાય છે, અને તેથી પોતાના આત્માનો ઘાત થાય છે, **પરિણામે બંધ, ઉપયોગે ધર્મ અને ક્રિયાએ કર્મ** તેમા પ્રથમ **પરિણામે** બધ એ મહાવાક્યનુ મનન કરવુ જોઇએ, અશુભ પરિણામ ઉત્પન્ન થવાથી પાપ લાગે છે, અને પાપથી પોતાનો જ આત્મા દુર્ગતિમા દુ ખ પામે છે માટે જે ભવ્ય પોતાના હૃદયમા અશુભ પરિણામ ઉત્પન્ન કરતો નથી, તે ખરેખર પોતાની દયા કરે છે અને તેજ ખરેખર બીજાજીવોની દયા કરે છે, અને તેજ ભવ્ય મૈત્રીભાવનાના ખરા રહસ્યને પામે છે, અને તેજ મનુષ્ય ઉચ્ચભાવનાનો પૂર્ણ અધિકારી થાય છે માટે હું પણ તે નિયમને અનુસરી ત્રસ અને સ્થાવર જીવોની હિંસાથી મન, વચન અને કાયાથી વિરમુ છું, અતીતકાળમા અનતજીવોની મન વચન અને કાયાથી હિંસા કરી હોય તે સબંધી મિથ્યાદુષ્કૃત્ત દઉં છુ, અનેકભવમા સર્વ જીવોની સાથે બાધેના વૈરનો ત્યાગ કરૂં છુ, અનંતભવમા અજ્ઞાનના યોગે જીવોને પીડા કરી હોય તેનો

મિચ્છામિ દુક્કડ દઉં છુ ક્રોધ, માન, માયા, લોભ, અસત્ય, નિંદા, ચોરી, સ્વાર્થબુદ્ધિ વિગેરે દોષોથી હે જીવો ' તમારૂં લેશ પણ અશુભ કર્યું હોય તેને ક્ષમાવુ છુ, રાગદ્વેષના યોગે અશુદ્ધ પરિણામથી પોતાના આત્માની હિંસા કરી તો તે સબધી પોતાના આત્માને ખમાવુ છુ

ચોરાશીલાખ જીવયોનિમા પરિભ્રમણ કરીને જીવ, મહા દુખ પામ્યો હવે જન્મ જરા મરણના દુખ નાશ કરવામાટે મૈત્રીભાવના ધારવી જોઇએ અષ્ટાદશ પાપસ્થા નકવડે પોતાના આત્માનો તથા પરજીવોનો હું અનતીવાર વૈરી થયો હોઉ તે સબધી મિથ્યાદુષ્કૃત દઉં છુ જગતમા કર્મથી વસેલા સર્વજીવો ! ! ! તમો મારી ક્ષમાપનાથી વૈરનો ત્યાગ કરો અજ્ઞાનાવસ્થામા જેને કે લેખકના આત્માએ અહિત આચરણ કર્યું તો પણ તેમા કર્મનો દોષ જાણી ક્ષમા કરો, મને ખમાવશો હવે હું શુદ્ધ નિશ્ચયનય દૃષ્ટિથી તમારૂં શુદ્ધ સ્વરૂપ જોઉં છુ કોઇપણ જીવનું અહિત કરીશ નહીં-કરાવીશ નહીં, અહિત કરનારની અનુમોદના પણ કરીશ નહીં જીવોના સમાગમમા હું આ શરીર સબધે આવુ છુ, અને આવીશ તો પણ નિરવદ્ય યોગથી પોતાના આત્મામા રમણતા કરીશ અને તમારા

આત્માની પરમાત્માવસ્થામાં નિમિત્તકારણરૂપે આવીભાવ કરી તો ઉપકારી થાઉંછું, હે જગત્ના જીવો !! મેં ઉપદેશ તમને આપ્યો છે. તે કેવળ મૈત્રીભાવનાના પ્રેમથી આપેલો છે, તેમાં મિથ્યાત્વના યોગે તમને અરૂચિ થઈ હોય તો તેની ક્ષમા કરશો, અને તમારા હૃદયમાં રહેલું મિથ્યાત્વ નાશ પામો, અને જો તમારા હૃદયમાં સમકિત હોય તો ચારિત્રકોટિમાં પ્રવેશ કરો, એમ ઇચ્છુંછું. જગત્માં અજ્ઞાનના યોગે અનેક ધર્મના પન્થમાં પડેલા જીવો !! જો તમો આત્મસ્વરૂપપ્રતિદૃષ્ટિદેશો તો તમને અન્યજીવોપર દ્વેષ થશે નહી, અને સર્વ જીવોને મિત્ર તરીકે ગણી શકશો, જૈન દર્શનમાં મૈત્રી, પ્રમોદ, માધ્યસ્થ અને કારૂણ્ય આ ચારભાવના ભાવવાની કહેલી છે. આવી ચાર ભાવનાને ભાવનાર જૈનબંધુઓ, પરમાત્મપદના અધિકારી થઇ શકે છે, જૈનધર્મનું યથાર્થ સ્વરૂપ જાણનારાઓ માધ્યસ્થભાવ ધારણ કરે છે. પરગુણ પરમાણૂન્, પર્વતીકૃત્ય નિત્ય, નિજહૃદિ વિકસન્તઃ સંતિ સન્તઃ કિયન્તઃ પરજીવોના પરમાણુઓ જેવડા ગુણને પણ પર્વત સમાન ગણી પોતાના હૃદયમાં હર્ષ પામનારા કેટલાક સત્પુરૂષો છે. આ મહાનીતિનું વાક્ય પણ જૈનધર્મના જ્ઞાતાઓના હૃદયમાં યથાર્થ પ્રકાશ કરે છે. જૈન

તત્ત્વની બલિહારી છે કે જેના પ્રતાપથી સર્વ જીવોને પો
તાના આત્મ સમાન જાણીને મૈત્રીભાવનામા હુ આરૂ
થયો સર્વ ધર્મના ગ્રથોનો સૂક્ષ્મ બુદ્ધિથી અભ્યાસ કર્યો
પણ ચિત્તમા શ્રદ્ધા પ્રગટી નહીં અને જ્યારે શ્રી વીરપ્રભુનાં કહેલા
તત્ત્વ વાચ્યા, અને તેમણે કહેલી સાતનયની તથા સપ્તભગીની
વ્યાખ્યા વાચી ત્યારે ધર્મની શ્રદ્ધા થઇ જૈનદર્શનનો અ
નેકાતનયવાદ જાણતા હવે કોઇ જીવ ઉપર દ્વેષ પ્રગટતો નથી
કપાયોદય નમાત્યોગે થાય છે તો તે પણ શમી જાય છે
ભિન્ન ભિન્ન ધર્મ પથના લોકોને દેખીને પણ હુ તેમના
ઉપર અરૂચિ ભાવ ધારણ કરતો નથી કારણ કે જે લોકો
કુપથમા પડેના છે તેમના ઉપર અરૂચિ કરવાથી તે કઈ
સુપથમા આવતા નથી પણ તેમના ઉપર પ્રેમદૃષ્ટિથી ઉપકાર
કરવાથી ભવિતવ્યતા યોગે સુપથમા આવે છે જે કે તેઓ
મિથ્યાત્વના યોગે કુપથમા છે પણ તેઓનું મૂળ સ્વરૂપ તો
સિદ્ધના સમાન છે તેથી તે સિદ્ધ સમાન છે તેમના પ્રતિ
શુદ્ધનિશ્ચયદૃષ્ટિથી જોતા તેઓ સિદ્ધ સમાન જણાયછે તેમના
આત્માનું શુદ્ધસ્વરૂપ મારા ઉપયોગમા સેવપણે પતિભાસે
છે તેથી હુ દ્વેષથી રહિત બનુંછુ અને તેઓને પણ શુદ્ધ
દૃષ્ટિમા તમ્યથી સમાગમમા આવતા લાભ પણ થાય છે



તેમના ઉપર કરૂણા રહે છે. મારૂં જેવું શુદ્ધ સ્વરૂપ છે તેવું અન્ય જીવોનું પણ શુદ્ધ સ્વરૂપ છે એમ ભાવના ભાવતા કોઇના ઔદયિક ભાવના દોષ ઉપર મારી દૃષ્ટિ પડતી નથી, અને તેથી દોષાકારરૂપે મારૂં મન થતું નથી તે પણ એક સ-મરસનું સ્વરૂપ મારા અનુભવમા આવે છે, આવી મૈત્રી ભાવનાને પ્રતિદિન અભ્યાસમા મૂકવાની મારી દૃઢ પ્રતિજ્ઞા છે. મૈત્રીભાવના મારા આત્માને નિર્મલ કરેછે, તેમ તે સર્વ જીવોને નિર્મલ કરે છે ગજસુકુમાલ, મૈત્રી ભાવના ભાવીને સદ્‌ગતિને પામ્યા, મેતાર્ય મુનિરાજ પણ મૈત્રીભાવના ભાવીને સદ્‌ગતિને પામ્યા. મૈત્રીભાવના ભાવતા એવા અનતજીવો મુક્તિપદને પામ્યા, પામે છે, અને પામશે જૈન ધર્મનું પૂર્ણ જ્ઞાન થતા સર્વ ધર્મમાથી સાપેક્ષનયબુદ્ધિથી જીવ સારાશ ખેંચી લેછે, અને જે વિષય અસત્ય હોય તે ઉપર માધ્યસ્થભાવ ધારણ કરે છે શ્રી કૃષ્ણભગવાન્ કે જે આવતી ચોવીશીમા તીર્થંકર થવાના છે, તે કૃષ્ણ ભગવાન્ શ્રીનેમિનાથ ભગવાનનો ઉપદેશ સાભળી જૈનધર્મ પામ્યા હતા. તેઓની ગુણ દૃષ્ટિ થઇ હતી તેપણ જૈનધર્મના જ્ઞાનના પ્રતાપેજ સમજવું, જિન દર્શન આરાધન કરતા સઘળા દર્શનનું આરાધન થાય છે, જૈન ધર્મનું આરાધન કરતા

સઘળા ધર્મનું આરાધન થાય છે કહ્યુ છે કે—
**जिनवरमा सघळा दर्शन छे, दर्शने जिनवर भजनारे, सागरमा सघळी तटिनी सहि, तटिनीमा सागर भजनारे. षट् ॥**

દુનિયામા અનેક પથમા જે કઈ સત્યનો અશ છે તે જૈન ધર્મના જ્ઞાનથી જાણવા ધર્મભેદની મારામારીમાથી જૈનધર્મ દૂર રહે છે, ધર્મના નામે અનેક મનુષ્યોનો નાશ કરીને પોતાનો ધર્મ ફેલાવવો, એમ પાપીપુરુષોની માન્યતા છે, અ યધર્મવાળાઓમા આવા ઘણા દાખલા મળી આવે છે, પણ જૈનધર્મ તો સત્ય પ્રકાશથી એમ કહે છે કે અન્યધર્મ ઉપર દ્વેષ ચિન્તવવો નહિ અ યધર્મ પાળનારા ઓને મારવા નહિ મનથી પણ અન્યધર્મવાળાઓનું ભૂડુ ચિતવવુ નહીં તન, મન, ધનથી તેમને સહાય આપવી અને તેમના આત્માને બોધિ બીજની પ્રાપ્તિ કરાવવી જે ઇએ અ યજીવો ઉપર આવી મૈત્રીભાવનાથી ઉપકાર કરના અવળી દૃષ્ટિથી તેમને અપ્રીતિ થઇ હોય તો તે પણ ખમાવુ છુ આજ વિ સવત્ ૧૯૬૪ ની સાલનું માણસાનગરમા સઘ સમક્ષ સાવ સરિકપ્રતિક્રમણ કરતા સર્વ જીવોની સાથે આ પ્રમાણે ક્ષમાપના કરુ છુ અને સર્વ જીવો પણ મૈત્રીભાવમા

જોડાઇને ક્ષમાપના કરશો. સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા રૂપ ચતુર્વિધ સંઘને ખમાવું છું, અનેક ગચ્છના ભિન્નભિન્ન સાધુઓ તથા સાધ્વીઓ વિગેરેને પણ જે કંઈ મારા વિચાર ભાષણથી અને આચારથી અપ્રીતિ, દ્વેષ, પરિતાપ, ઉપદ્રવ થયો હોય તે સંબંધી ખમાવું છું." અને તમો પણ ખમશો. હે સદ્ગુરૂ મહારાજ ! આપના પ્રતિ પણ મારા શિષ્યધર્મ પ્રમાણે બરાબર ન વર્ત્યો હોઉં તથા અપ્રીતિ ઉપજાવી હોય —આશાતના કરી હોય તે ખમાવું છું. આપ પણ ખમશો. હે શિષ્યો ! તમને પણ હું ખમાવું છું, તમને ભણાવતાં-ગણાવતાં, ઉપદેશ દેતાં, શિક્ષા કરતાં કંઈ અપ્રીતિ, દ્વેષ ઉપજાવ્યો હોય તો તે ખમાવું છું, વ્યવહારથી તમે શિષ્યપણે છો, પણ વસ્તુતઃ જોતાં તમો મારા આત્મા સદૃશ છો, મારાથી તમારા હૃદયમાં નીચભાવના ઉત્પન્ન થઇ હોય તે સંબંધી ખમાવું છું, નયસાપેક્ષબુદ્ધિથી તમને ઉપદેશ આપતાં તમારી તથાપ્રકારની બુદ્ધિના અભાવે ઉલટો અર્થ કર્યો હોય, અને ઉલટાં આચરણ આચર્યાં હોય તો તે સંબંધીનો દોષ મારા ઉપર ચઢાવશો નહીં. તમારા આત્માની પરમાત્મસ્થિતિ થવાનેમાટે ઉપદેશ દેતાં અપ્રીતિ-ઉપદ્રવ થયો હોય તેની ક્ષમાપના કરૂં

છું. હે શિષ્યો ! તમોને મારાથી બનતા પ્રયત્ને ઉચ્ચભાવનાના અધિકારી ન બનાવ્યા હોય તેની ક્ષમા કરશો. હે શિષ્યો ! તમારૂં યથાયોગ્ય કલ્યાણ કરવામાં મેં યથાર્થ ઉપદેશ ન દીધો હોય તો તેની ક્ષમા ઇચ્છું છું. હે શિષ્યો ! તમારાપ્રતિ નિષ્કામ-ઉપકારબુદ્ધિથી ન વર્ત્યો તો તે સંબંધી મિચ્છામિદુક્કડં દઉં છું. હે શ્રાવકો ! ! હે શ્રાવિકાઓ ! મન-વચન-કાયાથી તમને અપ્રીતિ ઉપજાવી હોય આશાતના કરી હોય, તે ખમાવું છું. અને તમે પણ ખમશો. શ્રાવકો અને શ્રાવિકાઓપ્રતિ સમ્યગાચરણના અભાવે જિનાજ્ઞા વિરૂદ્ધવર્તન થયું હોય તો તે સંબંધી ખમાવું છું અને તે પણ ખમો. દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, ભાવથી મારા આત્માને ધર્મ ધ્યાનાદિકથી ન ભાવ્યો હોય તે સંબંધી પશ્ચાત્તાપ કરૂં છું. જે અન્ય જીવોને ખમાવતો નથી, તેને આરાધના નથી. હે જીવ ! કોઇને શત્રુ ધારીશ નહીં. તારૂં ભૂંડું કરવા કોઇ પણ સમર્થ નથી. સર્વજીવો મિત્ર છે. ક્રોધ, માન, માયા, લોભનો ત્યાગ કરીને સર્વજીવોને ખમાવ !! હૃદયમાં લઘુતા ધારણ કરી ઉચ્ચભાવમાં પ્રવેશ કર !! કુંભારના ઘરની પાસે ઉતરનાર સાધુના મિચ્છામિદુક્કડંની પેઠે વર્તન ન કર !! તારૂં ભલું કરવું તારા હાથમાં છે, અનંતભવપરંપરાને તું તોડી નાખજે.

તું શુદ્ધ ભાવનાથી ક્ષમાપના કરીશ તો ભવિષ્યકાલમાં વૈર ઝેરનો મૂળમાંથી નાશ કરી શકીશ. આત્માની મૈત્રીભાવનામાં હું પ્રવેશ કરૂં છું, રાજાઓ, ફકીરો, બ્રાહ્મણો, મુસલમાન, ખ્રીસ્તી, બૌદ્ધ વિગેરેજીવોનું મન, વચન, અને કાયયોગે અશુભ થયું હોય તો તે સંબંધી ખમાવું છું અને તેઓ પણ ખમો. ચાલતાં, ખાતાં, પીતાં, ઉઠતાં ખેસતાં, સુતાં, મન, વચન, કાયાથી મેં ચોરાશીલાખ જીવયોનિની વિરાધના કરી ઉપદ્રવ કર્યો હોય, પ્રાણનો નાશ કર્યો, તો તે સંબંધી મન વચન અને કાયાથી ખમાવું છું અને તેઓ પણ ખમો. અનંતભવ સંબંધી ક્ષમાપના કરૂં છું. તેમજ આ વર્ષની ક્ષમાપના પણ સાંવત્સરિક પ્રતિક્રમણ કરીને કરૂં છું, સાંવત્સરિક, ચાતુર્માસિક, પાક્ષિક, દૈનિક ક્ષમાપના કરીને ઘણા જીવો મુક્તિ પામ્યા, પામે છે; અને પામશે. અંતર્મુહૂર્તની ક્ષમાપના પણ દ્રવ્યભાવથી કરતાં સકલ કર્મનો ક્ષય કરે છે. હે મારા મિત્રસમાન જીવો ! તમો પણ આવી ક્ષમાપના કરી નિર્મલ થાઓ, મિત્રભાવથી ઉપદેશરૂપે તમને ક્ષમાપના સંબંધી જે કંઈ પ્રસંગોપાત્ત કહ્યું હોય તે લક્ષ્યમાં લેશો, અને ક્ષમાપનાની ક્રિયાને અંગીકાર કરશો. ક્ષમાપનાથી આત્મા પરમાત્મા થાય છે. સર્વ મંગલનુ ગૃહ ક્ષમા-

પના છે, આત્મજ્ઞાનથી ક્ષમાપના સર્વજીવો કરો, સર્વજીવો
મગન ભાવ॥ સ્વામી બનો, આ પ્રમાણે ક્ષમાપના કરી
ચોવીસ તીર્થંકરને વાંદુ છુ

## गाथा

पयमइआलोइय, निंदिय गरहियदुगच्छिअ सम्मं
तिविहेण पडिकतो, वदामि जिणे चउव्वीस ॥१॥
शिवमस्तु सर्व जगत परहितनिरता भवतु भूतगणा ॥
दोषा प्रयातु नाश, सर्वत्रसुखिनो भवतु लोका ॥२॥
इय क्षमापना शुद्धा, सावत्सरिका कृता मया
धर्मकल्याणकृत् सत्या, बुद्धयब्धिमुनिना शुभा॥ ३ ॥
भाद्रशुक्लचतुर्थ्यां हि, जिनाज्ञापालनोत्सुक
क्षमापयति योजीवान्, प्राप्नोति स परंपदम् ॥४॥
अवलम्ब्यैव माध्यस्थ्य, याचको लभते सुखम्
माणसायां चतुर्मासीं, कृन्येयं रचना कृता ॥ ५ ॥

ॐ अर्हं शान्ति ३

વિ० સં० ૧૯૬૪ }
ભાદ્રપ૦ શુકલપચમી }

લે. બુદ્ધિસાગર.
મુ માણસા.

## ક્ષમાપના.

આપસ્વભાવમા રે અવધૂત સદા મગનમે રહેના એ રાગ
સઘળા જીવને રે, આજ ખમાવુ સાચા ભાવે,
ક્રોધ માન માયા ને લોભે, જીવો હણ્યા હણાવ્યા,
સતાપ્યા પરિતાપ્યા જેમે, આજે સર્વે ખમાવ્યા સઘળા૦ ૧
અજ્ઞાને કામે જીવોનુ-બૂરુ ખીધુ ભાવે,
લાખચોરાશી યોનિ ભમતા, ખમાવુ સમતાદાવે સઘળા૦ ૨
દ્વેષ મનમા અન્ય જીવોના,-ઘાતક કર્યા વિચારો
દ્વેષ વિચારોને ગર્હુ છુ, ત્યાગુ હિસાચારો સઘળા૦ ૩
એકેન્દ્રિય આદિથી માડી, પચેન્દ્રી સહુ જીવો
કરી કરાવી હિસા નિદુ, ગર્હુ પામી દીવો સઘળા૦ ૪
હિસા જૂઠ ચોરી જારી, કુકર્મ નિદુ જાણી
પરિગ્રહયોગે હિસા ખીધી, ખમાવુ ધર્મને આણી સઘળા૦ ૫
યુદ્ધાદિકહિસક કાર્યોથી, માર્યા જીવ ખમાવુ
ધર્મભેદના દ્વેષે માર્યા પશ્ચાત્તાપે ભાવુ સઘળા૦ ૬
ગૃહાવાસમા સર્વારભે, મારેલાને ખમાવુ
ત્યાગાવસ્થામા પરમાદે, સતાપ્યાને સમાવુ સઘળા૦ ૭
મિથ્યાવિરતિકષાયયોગના,-નિદુ ગર્હુ પાપો,

આસ્રવકર્મો નિંદુ મહું, મારી જીવો આપો   સઘળાં૦ ૮
લડાઈ ટંટા દ્વેષને નિંદા,-કરી જીવ સંતાપ્યા,
રાગદ્વેષે કામે મુઝી, જીવો જે જે કાપ્યા.   સઘળાં૦ ૯
પશુપખી જલચર સંતાપ્યા, કૂડા દીધા આળો,
હાંસી ચાડીચૂગલી કીધી, દીધી દ્વેષે ગાળો   સઘળાં૦ ૧૦
દુનિયાના ન્યાયે અન્યાયે, હિંસ્યા જેજે પ્રાણી,
અધર્માદિ ધર્મને માની, અશુદ્ધપરિણતિ આણી.   સ૦ ૧૧
અધર્મ કીધા સઘળા નિંદુ, કીધા દુષ્ટ વિચારો,
ધર્માથી પાપો જે કીધા, નિંદુ પાપાચારો.   સઘળાં૦ ૧૨
અનંતભવના પાપો નિંદુ, વૈરની વૃત્તિ ત્યાગુ,
રાગકામની વૃત્તિ ત્યાગું, સર્વને પાયે લાગું   સઘળાં૦ ૧૩
નિમિત્ત થૈને અન્યજીવોને,-કર્મો જે બંધાવ્યા,
મનવાણી કાયાથી કપટ્ણું, મનડાને દુહવ્યા.   સઘળાં૦ ૧૪
મૈથુન આદિકર્મ જે કીધા, એની આદિ કર્મો,
તેથી જીવો જેહ વિણાસ્યા, ઉપદેશ્યા જે ભર્મો   સઘળાં૦ ૧૫
શરણે આવ્યા જીવો માર્યા, સાધુ હણ્યા હણાવ્યા,
દેવગુરુને ધર્મની નિંદા, કીધી જીવ સતાવ્યા   સઘળાં૦ ૧૬
જીવોને શત્રુઓ માની, તેઓને જ મરાવ્યા
માર્યાને વળી અનુમોદ્યા જે, આજે તેહ ખમાવ્યા.   સ૦ ૧૭

આજલગી કોઈ જીવો ઉપર, રહી વૈર દુર્બુદ્ધિ;
નિંદુ ગર્હું સઘળું ભાવે, કરૂં આતમની શુદ્ધિ. સઘળા૦ ૧૮
દેવોને દેવીઓ નિંદ્યાં, નિંદુ, ગર્હુ દોષો;
ગુરૂ ઉપર પ્રગટેલા નિંદુ, ગર્હું સઘળા રોષો. સઘળા૦ ૧૯
જૂઠી સાક્ષી પૂરી નિંદુ, ધરૂં ન મનઆસક્તિ;
દેવ ગુરૂને ધર્મ સંતતી, કરી જે જે કમબખ્તી. સઘળા૦ ૨૦
મિત્ર ગુરૂ સ્ત્રીદ્રોહ કર્યા જે, ગુણુ ઉપર અપકારો;
ધર્મશાસ્ત્રને જૂઠાં માન્યાં, નિંદુ મિથ્યાચારો. સઘળા૦ ૨૧
અરસપરસ સહુ જીવ લડાવ્યા, ધર્મે હિંસા કીધી;
પરાઈઋદ્ધિ ઓળવી લીધી, હિંસકરીતિ લીધી. સઘળા૦ ૨૨
વીતરાગ મુનિવરને સંઘની,-સાક્ષીએ જ ખમાવું;
સર્વજીવો છે આતમસરખા, નિશ્ચય મનમાં લાવું. સઘળા૦ ૨૩
અન્યજીવોના બહુ અપરાધો, કીધા જે આ ભવમાં;
યાદી લાવી ઘણું ખમાવું, રહું નહિ ભવદવમાં. સઘળા૦ ૨૪
અન્યજીવોના દોષો દેખી, જગમાં હલકા પાડ્યા;
આળો દીધાં અનુમાનેને, શુભ પરિણામ નસાડ્યા. સ૦ ૨૫
વૈરતણી પ્રતિજ્ઞાઓ લેવા, કીધા કાવાદાવા,
અન્યોની અપકીર્તિ કરવા, કીધા જે મન ભાવા. સ૦ ૨૬
નાતજાત ને દેશકામમાં, સંઘરાજ્યમાં કીધાં;

નારક જેવાં કામો જે જે, તે તે ખમાવી લીધાં. સ૦ ૨૭
સાધુસાધુને જ લડાવ્યા, ધર્મીઓને અડાવ્યા;
સરલજનોને બહુ સપડાવ્યા; ક્રોધે ખૂબ ચઢાવ્યા. સ૦ ૨૮
રહસ્ય છિદ્રો મર્મ પ્રકાશ્યાં, વિશ્વાસીને વિણાસ્યા;
અન્યજીવો દુઃખી બહુ થાવે, એવા માર્ગ પ્રકાશ્યા. સ૦ ૨૯
મનવાણીકાયાથી દુષ્કૃત, કીધાં જે જે કરાવ્યાં;
અનુમોદ્યાં તે નિંદુ ગર્હું, યાદ જે આવ્યાં નાવ્યાં. સ૦ ૩૦
પૃથ્વી પાણી વાયુ અગ્નિ, વનસ્પતિ ત્રસ પ્રાણી;
ભવોભવ આ ભવ સર્વે ખમાવું, પશ્ચાત્તાપને આણી. સ૦ ૩૧
હિંસાના ઉપદેશો આપ્યા, અને અપાવ્યા સંશયા;
લખ્યા લખાવ્યા હિંસક ગ્રન્થો, કરી ખમાવું હિંસા. સ૦ ૩૨
રાત્રી ભોજન કર્માદાનને, ભોજન પાણી યોગે;
ભોગ અને ઉપભોગે જીવો, હણિયા યંત્રપ્રયોગે. સ૦ ૩૩
સ્વાર્થદંડને અનર્થદંડે, હણિયા જીવ હણાવ્યા;
ખમુ ખમાવું મિત્રભાવથી, સંકટમાં સપડાવ્યા. સ૦ ૩૪
શિષ્યો ભક્તો ગુરૂબંધુઓ, દુષ્ટજનોને ખમાવું;
રાગને રોષ કરૂં નહિ કોથી, વીરપ્રભુ દિલ ધ્યાવું. સ૦ ૩૫
સંઘ ચતુર્વિધ વર્ણ ચતુર્વિધ, સર્વ જાતના ત્યાગી;
ખમુ ખમાવું હસ્ત જોડીને, દેજો સર્વે માફી. સ૦ ૩૬

પરમેશ્વર ! ! દે મુજને સાચી, રહું નહિ અપરાધી,
બનું સદા હું નિરપરાધી, કરૂં ન આધિ ઉપાધિ સ૦ ૩૭
પ્રભુમહાવીર વચનામૃતથી, જાગી ઉઠયો જાણી,
ક્ષમાપના છત્રીશી રચી શુભ, નિજ આત્માર્થ પ્રમાણી સ૦ ૩૮
સર્વે જીવો ખમુ ખમાવુ, વૈર ન કોઈથી રહિયુ,
સર્વે જીવો મિત્ર સરીખા, ક્ષમાપના દિલ વહિયુ સ૦ ૩૯
મેસાણામા કરી ચતુર્માસ, ક્ષમાપના શુભ કીધી,
ક્ષમાપના જે કરશે જીવો, તેની થાશે સિદ્ધિ સ૦ ૪૦
વૈર વિરોધ રહિત જગ થાઓ, શાંતિ મગલ વરશો,
બુદ્ધિસાગર આનદ પામી, સિદ્ધબુદ્ધ થૈ ઠરશો સ૦ ૪૧

ભજનસ૦ ભા ૧૦ પૃ ૧૦૩

---

## કોને ક્ષમાપના.

કવ્વાલિ

ઐક્ય ત્હારૂં અને મ્હારૂં, સ ા ના ઐક્યમા ઝીલે,
નથી આગી નથી ધાગી, ખમાવાનું અરે કોને ૧
પરસ્પર શુદ્ધ પ્રીતિની,-ખરી લાગી રહી લગની,
લગની મૌનમા માચી, રહી ત્યા ખામવાનુ શુ ? ૨
રહ્યું જ્યા ઐક્ય અન્તરથી, નથી ત્યા ખામણા ભેદો,

સ્વયં ભેદો ટળી જાવે, સદા અધ્યાત્મની જ્યોતે. ૩
ખરા અધ્યાત્મજ્ઞાને જ્યા, થતી બહુશુદ્ધિ, પ્રીતિની;
અહો એ પ્રેમના પ્યાલા, પીધા ત્યાં ખામવાનું શું? ૪
નથી દરકાર કાયાની, નથી દરકાર જીવ્યાની;
પ્રભુરૂપ જ જગત્ આ જ્યાં, દુભવવાનું નથી ત્યાં તો. ૫
પ્રભુ દરબાર દુનિયામા, પ્રભુમય જ્યાં જણાતું સૌ;
રહી જ્યા ભાવના એવી, ઉડે ત્યાં તાર મોરીના. ૬
હૃદયના વાદ્ય યંત્રે એ, ઉડે છે મોરીના તારો;
પરાના તારની ખૂબી, પ્રભુના યોગીઓ જાણે. ૭
પીધો જેણે પ્રભુ પ્યાલો, મર્યો તે જીવનાં જુદો;
પીવંતા પ્રેમનો પ્યાલો, પુનર્જન્મ્યો પુનર્જીવ્યો. ૮
અરે એ મૃત્યુ છે જુદુ, અરે એ જીવવું જાદું;
થતું અધ્યાત્મજ્ઞાને જ્યાં, જીવંતાં શુદ્ધ પ્રેમે તો. ૯
અહો એ જ્ઞાનને પ્રેમે, પ્રભુની જ્યોત દેખાતી;
ખરી એ ભક્તના ભાગ્યે, લખાઈ છે પ્રભુ જ્યોતિ. ૧૦
અરે એ તત્ત્વ સમજીને, ખરૂં ધર સાધ્ય શુભ ભાવે;
બુદ્ધચબ્ધિ સન્તના બોધો, સદા આનન્દ રસ મેવા. ૧૧

સં. ૧૯૬૯ ભાદ્રપદ સુદિ ૮. ભજ૦ સં. ૮. પૃ. ૧૯૯.

## ક્ષમાપના.

હરિગીત છંદ ચાલ.

ખમું ખમાવું સર્વને હું, વૈર સઘળાં પરિહરી;
જગત જીવો મિત્ર મ્હારા, ભાવના મનમાં ધરી;
અજ્ઞાનને વશ દ્વેષથી કોઇ જીવને માર્યાં અરે,
ખમું ખમાવું જીવ રાશિ સામ્યભાવે જગ ખરે. ૧
ક્રોધના આવેશમાંહિ નિંદ્ય વચનો જે કહ્યાં,
ક્રોધના આવેશમાંહિ ચિત્ત પરનાં જે દહ્યાં;
ક્રોધના આવેશમાંહિ જે કર્યું તે નહિ ખરૂં,
ખમું ખમાવું જીવરાશિ સામ્યતા મનમાં ધરૂં. ૨
ચતુરશિતિ લક્ષયોનિ જીવ મ્હારા મિત્ર છે,
સિદ્ધોસમા સત્તાથકી તે જ્ઞાનભાવ વિચિત્ર છે;
દ્વેષી નહિ કોઈ જગત્માં મમ દ્વેષવૃત્તિ નહિ ખરી,
ખમું ખમાવું જીવરાશિ મિત્રતા મનમાં ધરી. ૩
સુખ દુઃખ જે મન સાંપડે તે પુણ્ય પાપે અનુભવ્યું,
જગત જીવો નિમિત્ત માત્ર જ અનુભવીને અનુભવ્યું;
અશુભ કર્તા કો નહિ મુજ વૈરી નહિ કો જાણિયું,
ખમું ખમાવું જીવરાશિ જ્ઞાન નિર્મલ આણિયું. ૪
ત્રિયોગથી અપરાધ કીધા જગત્ જીવોના પ્રતિ,

માફ માગુ તેની આજે ચિત્ત લાવી શુભમતિ,
લેખ લખીને છાપિયાને જીવ બહુ મે દુહવ્યા,
ખમુ ખમાવુ સર્વને હું મિત્ર જીવો અનુભવ્યા ૫
સમ્ળ સઘને બહુ ખમાવુ, વૈરભાવ વિસારજો,
ભ ય આરાધક ખમે તે તત્ત્વ મનમા ધારજો,
મહાવીર પ્રભુનીવચનશૈલીપિયુષ દિલમા ધારશો,
ક્ષમાપના શુભબુદ્ધિસાગર વાચી ધર્મ વધારશો ૬

ભજનસં૦ ૪ પૃ ૧૬૬

---

## ખમાવ્યું તેં ખરં માનું.

### કવ્વાલિ.

ખમાવ્યાનુ ઘણુ કહેતા, ખમાવે છે પ્રવાહે બહુ
ખમે જે વૈર ટાળીને, ખમાવ્યુ તે ખરૂં માનું ૧
શમ્યા જ્યા કલેશના ભડકા, અમૈત્રીભાવ ટળવાથી
રહી નહિ ચિત્તમા ઇર્ષ્યા, ખમાવ્યુ તે ખરૂં માનું ૨
બુરૂં કરવા નથી વૃત્તિ, નથી વાણીથકી બુરૂં,
બુરૂં ના કાયથી બુરૂં, ખમાવ્યુ તે ખરં માનું ૩
ખમ્યા પશ્ચાત્ રહે શાન્તિ, થતી ના દ્વેષની વૃત્તિ,
ખમાવ્યા બાદ જ્યા મૈત્રી, ખમાવ્યુ તે ખરૂં માનુ ૪

નથી જ્યાં પીડવામાટે, જરા ના પીડવા સત્તા,
પરસ્પર પ્રેમની વૃત્તિ ખમાવ્યું તે ખરૂં માનું ૫
નિજાત્મા પેઠ સહુ જીવો, સુખે સુખી રહી વૃત્તિ,
અહિંસાભાવ પ્રગટયાથી, ખમાવ્યું તે ખરૂં માનું ૬
દયા જે માનવો સાથે અસૂયા દ્વેષને ભેદો
ખમાવે ત્યાં ખરા ભાવે ખમાવ્યું તે ખરૂં માનું ૭
બજે હોય જે વા ગાંઠ, અહંતાવશ ખમાવ્યાથી
હૃદયની શુદ્ધતા થાતાં, ખમાવ્યું તે ખરૂં માનું ૮
ક્ષમા છે મુક્તિનું સ્હાણું ક્ષમા છે વીરની શોભા,
બુદ્ધ્યબ્ધિ ધર્મ શાન્તિથી ખમાવ્યું તે ખરૂં માનું ૯
તિ સંવત્ ૧૯૭૦ ના ભાદરવા સુદિ ૧૪ ગુરૂવાર

ભજનપદ૦ ૮ પૃ૦ ૪૦૭

---

## ક્ષમાપના.

### મન્દાક્રાંતા.

મીઠાં મીઠાં હૃદય ઝરણાં, ખામણાં નીર જેવાં,
પીવે પેટે કલ્પતરુજે, દિવ્ય દૃષ્ટિ ખિલાવે
વાગે મર્મે સહજ કિરણા, દુઃખના બોધ ટાળે,
ઊંચા ઊંચા સરસ ગુણની, ઉચ્ચતા શીઘ્ર આપે ૧

સાધે મૈત્રી નયન મનની, તુચ્છતા ટાળનારા,
વ્હાલા સાગ પ્રતિદિન વસો, દીનના આંગણામાં,
સ્હેરો એ પરમ સુખનો મુક્તિનું બારણું એ,
ખામું જીવો સકલ જગના, સર્વ જીવો ખમાવો ૨
સિંચે સર્વે હૃદય ગુણને, મેઘની વૃષ્ટિ જેવા,
સાચી એ છે સહજ વિભુને, દેખવાનીજ દૃષ્ટિ,
આવો પ્યારા હૃદય વસશો શાન્તિને આપનારા
શુદ્ધયબ્ધિ હા પ્રતિદિન થશો, ખામણા એ મઝાના ૩

ૐ શાન્તિ ૩

ભજનસં૦ ભા ૭ પૃ ૧૦૫

## ક્ષમાપના.

ઢાળ રાગ.

છોડુ ઝટ મમતા માયા રે, અન્તરમાં જાગી,
નથી મ્હારી આ કાયા રે અન્તરમાં જાગી
વૈર વિરોધ ખમાવુ સમતાને મનમાં લાવુ
આતમ એકીલો ધ્યાવુ રે અન્તરમા૦ ૧
કુટુંબ કબીલો ન્યારો, તે થાય કદીય ન મ્હારો
હવે કરૂં આતમ ઉદ્ધારો રે અન્તરમા૦ ૨

દીકરી દીકરા ડાહ્યા, પાણીના પડછાયા,
એક આતમ સત્ય જણાયા રે અન્તરમાં૦ ૩
ચેતી ચેના આવા, મ્હારા એ ખોટા દાવા
હવે પ્રભુને પ્રેમથી ગાવા રે અન્તરમાં૦ ૪
હિંસા જૂઠને ત્યાગુ, એક આતમભાવે જાગુ,
એવુ હું જ્ઞાને માગુ રે અન્તરમાં૦ ૫
જીવો સર્વ ખમાવુ ઇચ્છાઓ સર્વ હઠાવુ
તૃષ્ણામા નહીં તણાવુ રે અન્તરમાં૦ ૬
નથી મ્હારૂ કે ત્હારૂ આ માયાનુ અધારૂ
દેખુ આતમ ઉજીયારૂ રે અન્તરમા ૭
અદીન મનથી ભાવુ, અદીન મનથી ધ્યાવુ
આશ્રવને વોસિરાવુ રે અન્તરમાં૦ ૮
અજરામર આનદ દરિયો, અનતા ગુણથી ભરિયો
ચેતો તે શિવસુખ વરિયો રે, અન્તરમાં૦ ૯
બુદ્ધિસાગર સુખકારી, ચિર જીવો જયકારી
સન્તોની બલિહારી રે અન્તરમાં૦ ૧૦

ૐ અર્હં શાન્તિઃ ૩ સુરત.

ભજન સ ભા૦ ૫ પૃષ્ઠ ૭૩.

---

## सांवत्सरिक क्षमापना.

બળે છે બહુ જીગર મારૂં, થતું ચરચર હૃદય કંપી;
કર્યો ગુન્હો અરે ત્હારો, ક્ષમા લાવી ખમી લેજે. ૧
જીગરથી હું ચહું માફી, અહાહા ! દીલ પસ્તાઇ,
ઘણો પસ્તાઉં છું દિલમાં, ક્ષમા લાવી ખમી લેજે. ૨
પ્રમાદે પ્રાણની હાનિ, બને તેથી પ્રમાદીને,
પ્રભો તું માફ દે મુજને, ક્ષમા લાવી લાવી ખમી લેજે. ૩
નથી આશયથકી ભૂંડું, કર્યું મેં ચિત્તમાં લાવી,
જરાના વૈરને લાવી, ક્ષમા લાવી ખમી લે જે. ૪
તને શાંતિ મળાની હો, અહો તવ પંથમાં વહેતાં;
દઉં છું એ ભલી આશી, ક્ષમા લાવી ખમી લેજે ૫
અરે તવ પ્રાણને હાનિ, નથી ઇચ્છા જરા કરવા;
તથાપિ જે બન્યું તેને, ક્ષમા લાવી ખમી લેજે. ૬
તુને શાંતિ સદા હોજો, અમારા ધર્મના યોગે,
ચિરાતું બહુ હૃદય બોલે, ક્ષમા લાવી ખમી લેજે. ૭
મળો શાંતિ ભવોભવમાં, ભલું ત્હારૂં થજો મુજથી,
બુદ્ધયબ્ધિ બહુ કૃપા લાવી, ક્ષમા લાવી ખમી લેજે. ૮

વિજાપુર. સં ૧૯૭૨ ના ભાદ્રપદ સુદિ.

ભજન પદ સંગ્રહ ભાગ ૮ પૃષ્ઠ ૮૦

## માફી ( मिच्छामि दुक्कडम् )

### કવ્વાલિ

ખરા જ્યાં માફીના શબ્દો, નથી ત્યાં વૈર અન્તરમાં,
હૃદયને વૈર ના ડંખે, ખરી એ માફીને ચાહું ૧
કરો મિચ્છામિદુક્કડ એ, બનીને શકની પેઠે,
નથી ત્યાં માફ પાપોની, હૃદયની માફી છે જુદી ૨
ખરી એ માફીની સાક્ષી હૃદય આપે બની કુમળું,
વહાવી અશ્રુની ધારા, અરે જે આંખ આપે છે ૩
ખરા જ્યાં માફીના શબ્દો, ઉઠે છે ત્યાં પ્રભુનું તખ્ત,
ખરી માફી એ નહિ હાનિ છુપા પાપી છુપે ના તે ૪
અરે જે ચિત્તમાં ખુન્ને, લહી ના તેહની માફી,
ગ્રહી જ્યાં વૈરની ગાંઠો, નથી ત્યાં માફીની વાતો ૫
કર્યાં સંતાપ જેઓને ખરેખર માફી તેઓની
નથી માગી ખરી બાબત, નથી તાવત્ હૃદય શુદ્ધિ ૬
અરે જે માફી માગે છે, નથી ત્હેને દીધી માફી
પ્રભુની માફી તું માગે નથી માફી વિના માફી ૭
બીજાને માફી આપ્યા વણ પ્રભુની માફી નહિ મળશે
પ્રથમ તું માફી દે સૌને પ્રભુની માફી મળવાની ૮
પ્રભુ સમ દોષ ધ વાથી જીવોની માફીઓ મળશે,

જીવોને આપતા મારી, પ્રભુ દિલમા પ્રગટ થાતા ૯
અહો એ દિવ્ય માશીમા, દયાના મેઘ પ્રગટે છે
ધડૂકે ગર્જના ભક્તિ, મધુરો પ્રેમના ટહુકે, ૧૦
ભરી એ માશીની સેવા, અમારા દિલમા હોજો
બુધ્ધ્યબ્ધિ આત્મવત્ દુનિયા, થઇ ત્યા માશી એ પૂરી ૧૧
ભજન પદ સગ્રહ ભાગ ૮ પૃષ્ઠ ૮૧

---

## खमुं छुं ने खमावुं छुं

કવ્વાલિ

જગતના સર્વ જીવોને, અમારા આત્મવત્ માની
પરસ્પર જે થયા દોષો, ખમુ છુ ને ખમાવુ છુ ૧
અનાદિ કાલથી જગમા રહી સર્વે જીવો સાથે
કરી સંતાપના આદિ ખમુ છુ ને ખમાવુ છુ ૨
જીવોની સાથ આચારે, જીવોની સાથ વિચારે,
ધર્યા જે વૈરને ક્લેશો ખમુ છુ ને ખમાવુ છુ ૩
જીવોના સર્વ ભેદોને ત્રિયોગે રાગને દ્વેષે
દુખ્યા હણાવીયા ધ્વસ્યા, ખમુ છુ ને ખમાવુ છુ ૪
અતીત કાલે કર્યા ગુન્હા—તણી માફી દઈ પ્રેમે
કરી ઉદારના મનની, ખમુ છુ ને ખમાવુ છુ ૫

વિચારે યાદ જે આવે, વિચારે યાદ ના આવે,
જરા ના ચિત્તમા ગણી, ખમું છુ ને ખમાવુ છું. ૬
વિરોધીએ કર્યા ગુન્હા, અમારી યાદમા આવે,
વિરોધી ભાવ મૂકીને, ખમુ છુ ને ખમાવુ છુ ૭
લઘુ કરના ગુરૂ માની, પ્રતિપક્ષી બન્યા જેઓ,
ચરી માફીજ તેઓની,–ખમું છુ ને ખમાવુ છુ ૮
રહીને વિશ્વમા કીધા, કરાવ્યા પાપ અનુમોદ્યા,
બુદ્ધચબ્ધિ સર્વની સાથે, ખમુ છુ ને ખમાવુ છુ ૯
ભજન પદ સંગ્રહ ભાગ ૮ પૃષ્ઠ ૮૫

---

## खमावुं छुं क्षमा करजे.

### કવ્વાલિ

સદા કરના ફરજ મ્હારી, પ્રમાદે જે થયા ગુન્હા,
ગણીને આત્મવત્ તુજને, ખમાવુ છુ ક્ષમા કરજે. ૧
ખમાવાનું જ છે ભેદે, અભેદે શુ ખમાવાનુ
અરૂચિ ખેદ ટાળીને, ખમાવુ છુ ક્ષમા કરજે ૨
કરોડો સ્વાર્થના ભોગો, સમર્પી શુદ્ધપ્રીતિથી,
પ્રતિજ્ઞાથી જ બંધાઈ, ખમાવુ છું ક્ષમા કરજે ૩
કદી ના ભેદકા થાવું, મળીને મેળ ધારીને,

ત્હને જો હોય શંકા તો, ખમાવું છું ક્ષમા કરજે, ૧
અદા કરવી પ્રતિજ્ઞાને સકલ દુનિયા ખમાવીને
બુદ્ધ્યબ્ધિ કર્મયોગીને, રહે નિર્લેપતા, જ્ઞાને ૫
ભજન પદ સંગ્રહ ભાગ ૮ પૃષ્ઠ ૭૮ ॐ શાન્તિ

## सांवत्सरिक क्षमापना.

### રાગ–ધીરાના પદનો.

જીવોને હું ખમાવું રે, વૈર ઝેર દૂરે કરી
મિત્રો સર્વે મ્હારા રે ખમાવું સહુ પ્રેમ ધરી
લખચોરાશી જીવયોનિમાં ઉપન્યો વાર અનંત,
મનવાણી કાયાથી દુહવ્યા જીવો મોહે અત્યંત
પશ્ચાત્તાપ તેનો રે કરૂં હવે જ્ઞાન ધરી જીવોને૦ ૧
મનુષ્ય જન્મ ધરી આ ભવમાં, બાંધ્યા મેં જે વૈર,
સ્મરણ કરી દૂર કરૂં છું, સમતાએ લીલા લહેર
વૈરીના વૈર નાસો રે ઉપશમ ભાવે મુક્તિ ખરી જીવોને૦ ૨
ક્રોધ માન માયાને લોભે, જીવ સંતાપ્યા બહુ,
અજ્ઞાને માઠું જે જે કીધું, ખમાવું છું તે સહુ
નમી નમી ખમાવું રે, દીન સંઘ ભક્તિ ધરી જીવોને૦ ૩
પાપી મિથ્યાતી જીવો તેમ, મિત્રો ભક્તો સર્વ,

